# સલ્યાની અહલ્યા

અથવા

## નવા યુગની આંખો અને પાંખો.

---


લેખકઃ—

ચુનીલાલ પુંજીરામ મણીઆર

વડનગર.


---


પ્રકાશકઃ—

સોમાલાલ મંગળદાસ શાહ

અમદાવાદ.

---

સંવત ૧૯૭૭ ઇ. સ. ૧૯૨૧

પ્રત—૫૫૦૦.

---

ધી ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શાહ સોમાલાલ મંગળદાસે છાપ્યું

ઠે. પાંચકુવા હરણવાલી પોળ—અમદાવાદ.

---

કિંમત રૂ. ૧—૦—૦.

# સદ્ગત ચુનીલાલ પુંજીરામ*

## " શલ્યાની અહલ્યા. "

માતા પિતાની, કુટુમ્બની નિર્ધન સ્થિતિ આંતરબળવાળા પરાક્રમી યુવકોને મહત્તા તરફ પ્રેરે છે, તેમને પ્રોત્સાહન અર્પણ કરે છે-એવાં અનેક દૃષ્ટાન્ત જગતના ઇતિહાસમાં છે. સદ્ગત ચુનીલાલ પુંજીરામનો જન્મ પણ તેવાજ સંયોગોમાં વિક્રમ સંવત્ ૧૯૩૧ ના જ્યેષ્ઠ શુકલ ચતુર્થીએ થયો હતો.

તેઓએ ગુજરાતી સાતમી ચોપડી સુધી વિદ્યાભ્યાસ કર્યો હતો, પરન્તુ તેમણે લખેલાં પુસ્તકો ઉપરથી જણાય છે કે તેમનું વાચન વિશાળ હતું અને શાળા પાઠશાળાની કેળવણીથી પોતાનું જ્ઞાનભંડોળ સમૃદ્ધ કરવાને બન્યું ન હોતું તેની ખોટ તેઓએ આ પ્રકારના વાચનથી પૂરી હતી.

બાર વર્ષ જેટલી નાની વયે વકીલને ત્યાં રૂ. ૩ ના માસિક પગારથી નોકરી રહેવું એજ બિના તેમના કુટુમ્બની દુર્દશા બતાવી આપે છે અને આવી દુર્દશામાં થોડા વિદ્યાભ્યાસથી પણ મહાન્ બુદ્ધિશક્તિથી, ભારે મનોબળથી, અનેક સંકટો અને મુશ્કેલીઓ વચ્ચે માર્ગ કરી ઇડર સ્ટેટના પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ અને પાછળથી મામલતદારના મહાન્ પદ ઉપર તેઓ આવ્યા હતા.

રાજાઓ તો સારા પણ હોય તેમ ખરાબ પણ હોય, પરન્તુ આપણાં તમામ દેશી રાજ્યનું બંધારણ આપખુદ છે. રાજાની મરજી એજ કાયદો એવી વસ્તુસ્થિતિ હોય છે અને તેથી રાજા સુજન ન હોય ત્યાં પ્રજાને ભારે જૂલમ, અસહ્ય અત્યાચારો સહન કરવા પડે છે. ભાઇ ચુનીલાલ દેશી રાજ્યોની પોતાના અનુભવની વાતો કરતા અને એમ કહેતા કે નવલકથાઓમાં અને દંતકથાઓમાં રાજાના જૂલમ, રાજાની અનીતિનાં

---

*ચરિત્રની હકીકત પૂરી પાડવા માટે શેઠ મગનભાઈ મણિભાઈ, શ્રી બાલકૃષ્ણલાલ ગિરિધરલાલ અને રા. વલ્લભરામ રેવાશંકરને ધન્યવાદ ઘટે છે.

દષ્ટાન્તોમાં આપણને અતિશયોક્તિ લાગે પણ આવા જૂલમ હૃદયમાં થરથરાટ, દેશી રાજ્યો માટે તિરસ્કાર–ઘૃણા ઉત્પન્ન કરે તેવા અનર્થ, તેવા અત્યાચાર દેશી રાજાઓ, દરબારો, મુખ્ય કરીને નાના દેશી રાજ્યના રાજ્યકર્તાઓ કરે છે. પ્રજાની વહુ–દીકરી પર, મહાશ્રમે પેદા કરેલી પ્રજાની લક્ષ્મી તરફ કુદષ્ટિ કરનાર, દુરાચારી, જૂલમી ઠાકોરો અને દરબારોના ત્રાસથી પોતાનું વતન છોડી પરહદમાં રહેવા જનાર પ્રજાનાં અનેક દષ્ટાન્ત છે. મહેસુલ, કર વગેરેને લગતી પ્રજાને શોષી લેનાર, નીચોવી નાંખનાર, લાચાર બનાવનાર, રાજનીતિ ઉપર, આવાં આપખુદ અંધાધુંધ ઉપર પ્રજાનો કોઇ પણ અંકુશ નહિ હોવાથી પણ રાજા અને પ્રજા વચ્ચે હમેશાં કાંઇને કાંઇ વિષાદ, કાંઇને કાંઇ ગેરસમજુત થયા કરે છે.

પોતાની કુશળતાથી, પોતાની કાર્યદક્ષતાથી, રાજતંત્રને સાચી રીતે મદદ કરવાની પોતાની શુભેચ્છા અને સુપ્રયાસથી સદ્‌ગત ચુનીલાલે પ્રારંભમાં તો ઇડરના રાજકર્તાઓની પ્રીતિ સંપાદન કરી હતી પરન્તુ રાજ્યતરફથી નાંખવામાં આવેલા કરોના સંબંધમાં, રાજ્યની પ્રજામાં જે સમયે ભારે ખળભળાટ થઇ રહ્યો હતો, ભારે હડતાલ પડી હતી, તે સમયમાં રાજકર્તા અને તેમની વચ્ચે કાંઇક ભારે ગેરસમજૂત ઉભી થઇ હતી અને મહારાજા સાહેબની તેમના ઉપર ખરી અગર ખોટી એટલી ઇતરાજી થઇ કે ઇડર છોડી તેઓને વડનગર આવી, વડનગરને પોતાનું વતન કરવાની ફરજ પડી હતી. એમ માલમ પડે છે કે રાજ્ય તરફથી તેઓની નોકરીની ફરી માગણી થઇ હતી પણ તેનો તેઓએ અસ્વીકાર કર્યો હતો.

ઇડર છોડયા પછી પ્રથમ તેઓ અમદાવાદમાં શાહેકરણવાળા શેઠ મણિલાલ રેવાદાસને ત્યાં એક સ્નેહી તરીકે આવી રહ્યા હતા. અને અહીંજ તેઓએ પોતાનાં કેટલાંક પુસ્તકો લખ્યાં હતાં. સદ્‌ગત શેઠ મણિભાઇની સહાનુભુતિ અને સહાયતાથી તેઓએ વડનગરમાં ઘર ખરીદ્યું અને વડનગરના વિશાનાગર વણિક કોમમાં લગ્ન કરી વડનગર સાથે કાયમનો સંબંધ બાંધ્યો. ઇડર છોડયા પછી તેઓ કારભારી તરીકે સાઠંબે ગયા હતા; અને છેક છેવટ સુધી તેઓએ ત્યાંજ કામ કર્યું હતું, અને ત્યાંના

રાજતંત્રને સારા પાયા ઉપર મૂક્યું હતું. સ્ટેટમાં તેઓએ દશેરા નિમિત્તે થતો પશુવધ બંધ કરાવ્યો હતો, એટલુંજ નહિ પણ રાજા પ્રજા વચ્ચેના વિરોધ દૂર કરાવ્યા હતા અને દુષ્કાળ જેવા પ્રજાના સંકટના સમયમાં રૈયતને તેઓએ ભારે મદદ રાજ્ય તરફથી કરાવી હતી. તેમની કુશળતા તેમની કાર્યદક્ષતા વિષે અન્ય અનેક ઠાકોરો, દરબારો અને કારભારીઓનો એટલો બધો ઉંચો મત હતો કે ગુંચવણના પ્રસંગોમાં સદ્દગત ચુનીલાલની તેઓ સલાહ લેવા જતા.

સદ્ગત ચુનીલાલની લેખન પ્રવૃત્તિનેપ્રેરનાર, પ્રોત્સાહન આપનાર શ્રીયુત નગીનદાસ સંઘવી અને શ્રીયુત ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટ પ્રત્યક્ષ અગર પરોક્ષ રીતે હોય એમ જણાય છે. લોકોનું અજ્ઞાન, લોકોની આજુબાજુનું અંધકારમય વાતાવરણ, સમાજનાં અનેક અનિષ્ટ, સામાજિક ઉન્નતિમાં વિઘ્નકર્તા અનેક મુશ્કેલીઓ દૂર કરી, પ્રજાનાં અંતરમાં પ્રકાશ અને બળ દાખલ કરવાનો સચોટ અને સબળ પ્રયત્ન તેમના દરેક પુસ્તકમાં છે "ગુજરાતી પંચ" માટે માલતી, સત્યસિંહ અને પ્રસ્તુત શલ્યાની અહલ્યા, એ પુસ્તકો લખી આપવા ઉપરાંત વિદ્યાર્થી રામગુણગીત, લગ્નસંગીતાવલી, કૃષ્ણપરમાત્માનો સંદેશો અને શ્રીયુત ગોપીનાથાચાર્ય મહારાજના જીવનવૃત્તાંતનો કેટલોક ભાગ—એ તેઓએ લખ્યાં છે. આ સર્વ ગ્રંથ અને લેખ ઉપર તેમની શક્તિઓની સચોટ મુદ્રા જણાઇ આવે છે.

"ગુજરાતી પંચ" ના અધિપતિ અને માલિક શ્રીયુત સોમાલાલ મંગલદાસ શાહે પોતાના સુશીલ સ્વભાવથી "ગુજરાતી પંચ" માટે એક વિશાલ મિત્રમંડલ ઉભું કર્યું હતું. રા. ચતુર્ભૂજ માણેકેશ્વર ભટ્ટ, રા. ભાઇલાલ વૃંદાવનદાસ કોઠારી, સદ્ગત ત્રીકમલાલ રણછોડદાસ, સદ્ગત ચુનીલાલ પુંજીરામ, બંધુસમાજના સભ્યોમાં સદ્ગત શિવભાઈ, બાપુભાઇ દુકોળ, ભોગીન્દ્રરાવ દિવાટીયા અને રા. રામમોહનરાય જશવંતરાય, પ્રોફેસર રામપ્રસાદ મગનલાલ ( હાલ ડે. એ. પોલિટિકલ એજંટ ) રા. મગનભાઇ ચતુરભાઇ પટેલ અને રા. રા. હરિલાલ નાથાભાઇ વકીલ—આ સર્વ નામ "ગુજરાતી પંચ" ની રસિક અને પ્રશસ્ત કારકીર્દી સાથે જોડાયલાં રહેશે.

## શલ્યાની અહલ્યા.

"ગુજરાતી પંચ" માટે સદ્ગત ચુનીલાલનો અસાધારણ પ્રેમ હતો અને તે તેમણે તેને માટે ત્રણ સારાં પુસ્તક લખી આપી પ્રદર્શિત કર્યો છે. ઉપર જણાવ્યા પ્રમાણે તેમનું ત્રીજું અને છેલ્લું પુસ્તક શલ્યાની અહલ્યા" છે, સ્ત્રીકેળવણીની મહત્તા –એ વિષયને અંગે એક રસિક નાની નવલકથાની સુંદર રચના તેઓએ કરી છે. તેની વસ્તુસંકલના એવી રસભરીછે કે આરમ્ભથી અન્તસૂધી વાચકની જિજ્ઞાસા જાગ્રત રહેછે. સ્ત્રીકેળવણીની ખામીથી, અવિદ્યાથી, સ્ત્રીઓને પોતાને તેમ સમાજને કેવાં ભારે ત્રાસજનક સંકટ વેઠવાં પડે છે તેનું અત્યંત, હૃદયદ્રાવક ચિત્ર આ નવલકથામાં આપવામાં આવ્યું છે. ચંદ્રભાગા આ નવલકથાની નાયિકા છે. તે અભણ હોવાથી પીવાની દવાને બદલે ચોપડવાની દવા પોતાની માતાને આપે છે, તેથી માતાનું મૃત્યુ થાય છે, વસીયતનામાના કાગળમાં પડોશીને તે દવાનું પડીકું બાંધી આપે છે, તેથી તેના પિતાનો એક આખો વારસો નષ્ટ થાય છે, અભણ હોવાથી સારો વર તે ગુમાવી બેસે છે, રેલ્વે ટ્રેનમાંની ભય બતાવવાની સાંકળે પોતાનું પોટકું બાંધી દઇ અનેક ભયંકર મુશ્કેલીઓમાં તે આવી પડે છે, શિયળ ભંગ થવાનો અને ગીરમીટીયા ગુલામગિરીમાં ફસાવાનો પ્રસંગ તેને આવે છે–વગેરે ચિત્ર એવી અસરકારક રીતે મૂકવામાં આવ્યાં છે કે વાચકવર્ગ આગળ અવિદ્યાનાં અનિષ્ટ ચિતારનો દૃશ્ય ખડો થાય છે. મારા ધારવા મુજબ આ પુસ્તકની પ્રસિદ્ધિથી ગુજરાતના સામાન્ય જનસમાજ ઉપર ભારે અસર થઇ, સ્ત્રીકેળવણીને પ્રગતિ મળશે. નિરક્ષરતાનાં અનિષ્ટ અને ભણતરના લાભ વિષેના તેમના કેટલાક વિચાર જાણવા જોગ છે અને તે અત્ર રજુ કરવા ઉચિત જણાય છેઃ–

"માતા પિતાએ પુત્રીને સારો વર આપ્યો, સારૂં ઘર આપ્યું, સારૂં કુળ શોધી આપ્યું, ઉત્તમ અલંકારો આપ્યા, સારી પ્હેરામણી આપી, ઉત્તમ શિખામણ આપી, કેટલુંક ધન આપ્યું, પણ અફસોસી એટલીજ હતી કે જે દ્રવ્ય અખુટ હતું, જે દ્રવ્ય ચોરથી લુંટી શકાય તેમ ન હતું, અગ્નિથી બળી શકે તેમ ન હતું, વાપરતાં ખુટે તેમ નહતું, એવું વિદ્યારૂપી દ્રવ્ય તેને આપ્યું નહતું."

* * *

ગુણવંતરાય—"ચંદ્રભાગા ! જો મેં તને ભણાવી હોત તો આજે ત્હારી માતા હયાત હોત, હું મોટો શ્રીમંત હોત, અને તું એક શ્રીમંતના ઘરની રાણી હોત. જો સાંભળ. આ પત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શ્રીપ્રસાદ ત્હારૂં સૌન્દર્ય જોઇ મોહ પામ્યો હતો, પ્હેરામણીમાં એક પૈસો માગ્યા વિના ત્હારી સાથે લગ્ન કરવા તે તત્પર થયો હતો. માત્ર તેણે ત્હારી સંમતિ પૂછી હતી અને જો તું ઉત્તર લખે તો તે પરણવા તૈયાર હતો, પણ તેં ઉત્તર ન લખ્યો તેથી તેણે નિરાશ થઇ અન્ય સ્થળે લગ્ન કર્યું હતું."

માત્ર નિરક્ષરતાને લીધે થયેલી હાનિનું એકત્ર વર્ણન સાંભળી ચંદ્રભાગા દીવાના જેવી બની ગઇ અને તેથી ગુણવંતરાયને આશ્વાસન આપવાની ફરજ પડી—"દીકરી એમાં ત્હારો કંઇ અપ-રાધ નથી, અપરાધ મ્હારો પોતાનોજ છે કે મેં તને અભણ રાખી છે અને તેનાં અધમ ફળ હું અને તું ઉભય ભોગવીએ છીએ.

* * *

રવિપ્રસાદ—"હા ! સ્ત્રીઓ તો શું પણ કેટલેક સ્થળે પુરૂષો સોએ સો ટકા અજ્ઞાન છે. ગુજરાતનાં સાડી પચ્ચીસ હજાર ગામડાંમાંથી સોલ હજાર ગામડાંમાં એક પણ નિશાળજ નથી; અને તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી, ભારતવર્ષનાં સંતાન સ્ત્રી કેળવણીનું મહત્વ હજી સમજયાંજ નથી અને જેઓ પોતાની કન્યાઓને કેળવણી આપવાની અગત્ય સમજયા છે, તેમને માટે સાધન અપુરતાં છે. હજી તો છોકરાઓની કેળવણી માટે પણ પ્રત્યેક ગામમાં એક શાળા હોયજ એવી સ્થિતિમાં આ દેશ મુકાયો નથી. ત્યાં પછી પ્રત્યેક ગામમાં કન્યાઓને માટે શાળા સ્થાપવાની તો વાતજ કયાં કરવાની રહી ! દૃષ્ટાંત તરીકે તું આ ગામનીજ તરફ એકવાર દૃષ્ટિ કર; તે કેવું કમનસીબ છે ? આ ગામમાં મુખ્ય વસ્તી કૃષિકારોની છે અને તેઓ તમામ અજ્ઞાત છે. હું પણ મ્હારા મોસાળમાં રહીને કંઇક સાક્ષર થયો છું. જયાં પુરૂષોને માટે આવી સ્થિતિ હોય પછી સ્ત્રીઓ અભણ હોય તેનું તો પૂછવુંજ શું ?

* * *

નર્મદા—બાળકની ખરી વિધાતા એ તેની માતાજ છે. પહેલાં કહ્યું તેમ માતાજ બાળકને જેવું બનાવવા ધારે તેવું બનાવી શકે છે. બાળકના શિક્ષણની શરૂઆત માતાના ગર્ભથી થાય છે. શિશુજીવનનો અમૂલ્ય સમય માતાના સહવાસમાં વ્યતિત થાય છે કે જે વખતે બાળકનું કોમળ હૃદય સ્વચ્છ અને નિર્લેપ હોય છે તે હૃદયરૂપી ઉદ્યાનમાં બીજ રોપવાનું કાર્ય માતા કરે છે. આ બી યુવાવસ્થામાં ખીલી નીકળે છે અને જીવન પર્યંત કાયમ રહે છે. પરંતુ અહીં એજ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે માતા જ્યારે વિદ્યાવિભુષિત હોય ત્યારે તે બાળકના હૃદયમાં સંસ્કૃતિનું બી વાવી શકે.

* * *

ચંદ્રભાગા વચ્ચેજ બોલી ઉઠી; "મોટાં બ્હેન ? તમને કોણ અંધ કહે છે ? વસ્તુતઃ તો હું પોતેજ અંધ છું, સદ્ભાગ્યે હું ભણેલી હોત તો જે કંઇ બનવા પામ્યું તેમાંનું કંઇ પણ બનત નહિ. તમારી વિદ્યાએ તો તમનેજ નહિ પણ મને જીવિતદાન આપ્યું છે. તમારી વિદ્યાના પ્રતાપથી અમારૂં દ્રવ્ય આબાદ રહ્યું, અમલદારોના ત્રાસમાંથી મુક્ત થયાં અને તમારીજ વિદ્યાના પ્રતાપે આજે હું મ્હારૂં સર્વસ્વ પ્રાપ્ત કરી શકી; અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે ચર્મચક્ષુહીન મનુષ્યો અંધ નહિ પણ વિદ્યાહીન મનુષ્યો વસ્તુતઃ અંધ છે.

* * *

સ્ત્રીકેળવણી ઉપરાંત આ પુસ્તકમાં પ્રસંગોપાત લેખકે ખેડુતની દુર્દશા, વિધવાનાં દુઃખ, સ્વદેશી વસ્તુનો પ્રચાર, સ્ત્રીની મહત્તા, રૂશ્વતના ગુલામ-સ્વાર્થી અમલદારો વિષે વિવેચન કર્યું છે.

ગુર્જર જનસમાજને આ પુસ્તકનું વાચન ખરેખર લાભકારક થઇ પડશે.

સદ્‌ગત ચુનીલાલે શેઠ મયાભાઈની સાથે રહી વિદ્યાર્થીઓના હિત માટે વડગરમાં શ્રીસરસ્વતીસદનની સ્થાપના કરી હતી. વડનગરની દરેક ઉત્કર્ષક સંસ્થામાં તેઓ ભાગ લેતા હતા. પોતાના માની લીધેલા વતન વડનગર તેમ પોતાની વિશાનાગર વણિક કોમની તેમ જનસમાજની તેઓ હજુ વધારે સેવા બજાવી

શક્યા હોત પરન્તુ સંવત્ ૧૯૭૬ ના વૈશાખ શુદ બીજને દિવસે ઇન્ફ્લ્યુએન્ઝાની બિમારીથી તેઓ બે પુત્ર અને ત્રણ પુત્રી મૂકી મરણ પામ્યા.

માણસની માત્ર લંબાઇ ચોડાઇમાં, માત્ર શ્રીમંતાઇમાં, માત્ર વિદ્વતામાં તેની મહત્તા નથી; તે પોતાની પાછળ જે નામ અને કામ મૂકી જાય છે, તેમાં તેની મહત્તા રહેલી છે.

વિ. સં. ૧૯૭૭ જન્માષ્ટમી. } ડાહ્યાભાઈ લક્ષ્મણભાઈ પટેલ.

---



---

## હવે આજે જમાનો બદલાયો છે.

ખુશામત, કીર્તિ, તેમજ તિરસ્કાર અને
ભયને તરછોડી

## આ દુર્ગુણોને બાળી નાંખી

નિડર બની દેશની સાચી શેવામાં લોક
મંડયા છે.

## સૌથી પહેલી સાચી સેવા.

દેશના અનાથ બાલ વર્ગને ભિક્ષુક બનતાં
અટકાવી, જાળવી, સંભાળી, ઉછેરી,
નમુનેદાર

## સાચા દેશ ભકત શહેરી
## બનાવવા એ છે.

એ કામનું [સ્વ રાજ્યનું] પહેલું પગથીયું,
અનાથોને ઉગારવાથી શરૂ થશે.

ઓન, સેક્રેટરી:—
**હિંન્દુ અનાથાશ્રમ.**
નડીઆદ.

# સભ્યાની અહલ્યા

અથવા

## નવા યુગની આંખો અને પાંખો.

### પ્રકરણ ૧ લું.

પ્રિય પાઠક !

તમે એકાદ વૈભવશાળી શહેરના નિવાસી હશો, તોપણ આપણી વાર્તાનો પ્રારંભ એક એવા ન્હાના ગામડામાં થાય છે કે જ્યાં તમારે અમારી સાથે અવશ્ય પર્યટન કરવું પડશે.

અલબત ત્યાં તમે મોટરોની દોડધામ જોઇ શકશો નહિ, વિજળીની રોશનીનો પ્રકાશ અનુભવી શકશો નહિ. મ્હોટી મ્હોટી હવેલીઓ નિહાળી શકશો નહિ, સીધી સપાટ સડકોની મઝા માણી શકશો નહિ, પણ કુદરત પોતાની ખરા સૌન્દર્યતાની બક્ષીસ ગામડાઓને કેવી ઉદારતાથી અર્પણ કરે છે તે જોઇ શકશો; તાજામાં તાજી હવા ત્યાં કેવું જીવન પ્રદાન કરે છે તે અનુભવી શકશો, કુદરતના પ્રસાદ રૂપ મધુર શાન્તિ અને નિર્દોષ આનંદ રંક અને અમીરોમાં કેવી સમાનતાથી વહેંચાય છે તેનો પરિચય કરી શકશો, માટે ચાલો આપણે એ ગામડામાં પ્રવેશ કરીએ.

ગામની અંદર પ્રવેશ કરતાં પહેલાં તમારે જળથી છલોછલ સરિતામાં પ્રવેશ કરી શુદ્ધ થવું પડશે. અને ત્યાર પછીજ તમે એ નિર્દોષ અને કાવાદાવાઓથી અજાણ્યા અને નિર્વિકારી મનુષ્યોના મંડળમાં દાખલ થઇ શકશો.

સરીતાનો પટ ઘણો પહોળો છે. બન્ને કિનારાઓ ઉપર શ્વેત રેતી પથરાએલી છે, અને તેની વચ્ચે સર્પાકારે સરિતાનું વ્હેન મંદગતિથી ચાલે છે. એક નિશ્ચિત સ્થળેથી ગામની સન્નારીઓ પાણી ભરે છે. એક સ્થળે ગ્રામ્યવાસી જનો સ્નાન કરવા એકત્ર થયેલા છે. કેટલાક બાળકો રેતીના પટ ઉપર કુદાકુદ કરી રહ્યા છે. કેટલાક પોતાના વસ્ત્ર ધોઇ સ્વચ્છ કરવાના કામે લાગેલાં છે, અને કેટલાક તરવાની કળા શીખવાના કાર્યમાં નિમગ્ન થયેલા છે.

ગામમાં પ્રવેશ કરતાંજ આ દેખાવ ઘણો મનોહર લાગે છે. નદીનો પટ અને પથરાયેલ રેતીનો પ્રદેશ વટાવી આગળ વધતાં જાણે આપણે એક વિશાળ બગીચામાં પ્રવેશ કરતા હઇએ એમ લાગે છે. કિનારા ઉપર ઉગેલાં ઘટાદાર અને છટાદાર લીલાંછમ વૃક્ષો પોતાની લાંબી અને કદાવર પલ્લવ વિભુષિત ડાળીઓ હલાવી જાણે આગંતુકને આવકાર દેતાં હોય એવું દૃશ્ય દ્રષ્ટિગોચર થાય છે. વળી આસપાસ ફળફુલની વાડીઓ, અને ધાન્ય ઉત્પાદક ખેતરો પથરાયલાં હોવાથી જ્યાં દ્રષ્ટિ નાંખો ત્યાં કુદરતનો બગીચો ખીલી નીકળ્યો હોય એવુંજ પ્રતિત થાય છે.

ગામની અંદર ઘર નીચી બાંધણીના અને સાદાં છે. તોપણ તે હારબંધ બાંધેલા છે અને તેમાં સુઘડતા સ્વચ્છતા અને સગવડતા પુરેપુરી જોવામાં આવે છે. પ્રત્યેક ઘરની આગળ વિશાળ ચોક હોય છે. અને તેની મધ્યમાં આંબાના, લીમડાના અથવા આસોપાલવના ઘટાદાર વૃક્ષો જોવામાં આવે છે. તે વૃક્ષોએ જાણે પોતાની છાયા રૂપી જાજમ ચોકમાં બીછાવેલી હોય એમ જોનારને પ્રથમ દર્શનિક પ્રતિત થાય છે, અને તે છાયા નીચે બાળકો એકત્ર થઇ અનેક પ્રકારની ગમ્મત રમત કરી આનંદ પ્રાપ્ત કરે છે. પ્રત્યેક ઘરની પછવાડે વાડો હોય છે અને તેમાં ફળફુલના કેટલાક છોડ રોપેલા જણાય છે.

કોઇ સ્થળે માત્ર મયુરોનો કલરવ, કોઇ સ્થળે કોકિલાનો ટૌકાર, અને કોઇ સ્થળે અન્ય પક્ષીઓના મધુર ગાન તે ગામની મોહકતામાં વૃદ્ધિ કરે છે.

ગામમાં કૃષિકારોની વસ્તી જોવામાં આવે છે. પશુઓનું પાલન કરવામાં અને પૃથ્વીમાતા પાસેથી ધાન્યના ભંડારો હાથ કરવામાં બાળકો, સ્ત્રીઓ અને પુરૂષો નિમગ્ન થયેલાં છે. કેટલાક ઘર બ્રાહ્મણોનાં છે પણ તેઓ ઉદર નિર્વાહ અર્થે ઘણો સમય અન્ય સ્થળે વ્યતિત કરે છે.

આપણે ગામની સમગ્ર વસ્તી સાથે કંઇ કામ નથી માટે ચાલો, સર્વ ગૃહમંદિરમાં, જે સ્થળ વિશેષ આકર્ષિત અને વશેષ સ્વચ્છ છે ત્યાં દૃષ્ટિ કરીએ. આ સ્થાન અંદરથી અને બહારથી હમણાંજ રંગેલું હોવાથી તદન જુદું પડી આવે છે. અંદર કેટલુંક ફરનીચર છે, પુસ્તકોથી ભરેલા કબાટ છે, કેટલાક જાણીતા

મહાત્માઓની છબીઓ લટકાવેલી છે, બેસવા માટેનાં સુખાસનો રીતસર ગોઠવેલાં છે. અને તેથી એમ જણાય છે કે, આ ગૃહ-મંદિર એક એવા માણુસનું છે કે જે કેટલોક સમય અહીં અને કેટલોક સમય અન્ય શહેરમાં વ્યતિત કરતો હશે.

જે કબાટની અંદર પુસ્તકો ભરેલાં છે; તે કબાટને એક મજબુત તાળું વાસેલું છે. પુસ્તકો ઘણાં કિમતી છે અને તાળા ઉપર ધુળનાં રજકણો આચ્છાદિત થયેલાં છે તે ઉપરથી એમ લાગે છે કે, તે કીંમતી પુસ્તકોમાંથી પ્રસાદ ગ્રહણ કરનાર સાહિત્ય વિલાસી સજ્જનની એ ઘરમાં હાજરી નથી.

અને તે વાર્તા સત્ય હતી. એ ગૃહમંદિરમાં હાલ માત્ર સ્ત્રીઓનોજ નિવાસ હતો. તેમાં એક સ્ત્રી પ્રૌઢાવસ્થાએ પહોંચેલી પણ આંખે અંધ હતી. અને હાથમાં માળા લઇ તે પ્રભુની ભક્તિ કરવામાંજ નિમગ્ન થયેલી હતી. અન્ય વિભાગમાં બે સ્ત્રીઓ હતી તેમાંના એક અત્યંત સૌન્દર્યવતી હતી, અને તેણે હમણાંજ યુવાવસ્થામાં પગ દીધો હતો. તેના શરીર ઉપર મૂલ્યવાન ઘરેણાં અથવા કિમતી વસ્ત્રો નહતાં તે છતાં પણ તે વધારે સુંદર અને મોહક જણાતી હતી. નિર્મળ જળમાં ઉદ્ભવતા તરંગોની પેઠે તેની નિર્મળ ચક્ષુઓમાં આતુરતાના તરંગો સ્પષ્ટ જણાતા હતા.

બાળિકા એક બારીના કઠેરાને અઠીંગી ઉભી રહેલી હતી, કે જે બારીથી ઘણે દુરનો પ્રદેશ દ્રષ્ટિગોચર થતો હતો. અનાજમાં જેમ કાંકરા ભેળવાયલા હોય, તેમ તે બાળિકાના શુદ્ધ શ્વાસોશ્વાસમાં વિષાદના નિઃશ્વાસ મળેલા હતા. જે રેચક શ્વાસની સાથે કોઇ કોઇ વખત બહાર આવતા હતા.

શું તે બાળિકા તે બારીદ્વારાએ કુદરતની અદ્ભુત લીલાનું નિરિક્ષણ કરતી હતી? નહિ. તેના ચક્ષુઓ આગળતો સ્વપ્ન સૃષ્ટી હતી, અને તેમાં એકજ મનુષ્યનો નિવાસ હતો. રાધાની સૃષ્ટિમાં જેમ એક કૃષ્ણજ હતો તેમ આ અભિસારિકાની સૃષ્ટિમાં એક તેનો પતિજ હતો અને તેનાજ વિચારમાં તે બાળિકા નિમગ્ન થયલી હતી. બાળિકાનો એક પગ નીચે હતો, અને એક પગ બારીના ઉમરા ઉપર હતો. હાથની કુણી કઠેરા ઉપર હતી અને હથેલીના આધાર ઉપર તેનું શીર કમળ અવલંબિત હતું, અને તેની દ્દષ્ટિનાં કિરણો ઘણે દુર પથરાયેલાં હતાં.

બાળિકાના સમિપમાં એક અન્ય સ્ત્રી બેઠેલી હતી, તે સ્ત્રી પણ પ્રૌઢાવસ્થાને પ્રાપ્ત થએલી હતી. બાળિકાના મુખમાંથી નિકળતી આજ્ઞાને ઉઠાવી લેવાના તત્પરતા સાથે તે સ્ત્રી ઉક્ત બાળિકા તરફ અનિમેષ દ્રષ્ટિથી જોઇ રહી હતી.

બાળિકા જાણે વિચાર નિદ્રામાંથી જાગૃત થઇ હોય તેમ એકાએક ટટાર થઇ, અને પોતાની દ્રષ્ટિ પાસે બેઠેલી સ્ત્રી તરફ સ્થીર થઈ તેણે પ્રશ્ન કર્યો:—

"ગંગા ! પ્રિયતમ કયારે પધારશે ?"

"બા સાહેબ ! આપજ કહેતાં હતાં ને કે આવતી વિજયા દસમીને દિવસે જરૂર પધા શે."

"હા, મ્હારા પ્રાણેશ્વરે પત્રદ્વારાએ મને એવી માંગલિક વધામણી આપી છે." પણ કોણ જાણે એ વિજયાદશમી કયારે આવશે ? અને મ્હારા પ્રભૂનાં દર્શન મને કયારે થશે ?

"ધન્ય છે બા સાહેબ ! આપના પતિપ્રેમને, આપના પ્રાણેશ્વર વિજયાદશમીને દિવસે પધારશે એવો માંગલિક વધાઇ પત્રમાંથી વાચી સંભળાવનારને આપે ઇનામમાં એક સુવર્ણમુદ્રિકા આપી તે જોઇનેજ હું તો દંગ થઇ ગઇ."

"તેમાં મેં વધારે શું કર્યું છે, એઓ મ્હારા સર્વેશ્વર છે, મ્હારા હૈયાના હાર છે, મ્હારા જીવનના આધાર છે, મ્હારા પ્રભુ છે, મ્હારૂં સમગ્ર જગત્ તેમનામાંજ છે. જો ! સૂર્યનો ઉદય થતાં કમળ કેવું પ્રફુલ્લિત થાય છે ? મેઘ વરસવાની તૈયારીમાં ચાતક કેવું આનંદિત બને છે ? મોર–મયુર કેવા ટૌકાર કરે છે ? એતો પ્રેમનો નૈસર્ગીક સ્વભાવજ છે. મ્હારા હ્રદયેશ્વર ! દીર્ઘ સમય વિદેશ વાસ કરીને અહીં પધારે છે એતો મ્હારા મન સૂવર્ણનો સૂર્ય ઉગે છે, સૃષ્ટિનું સામ્રાજ્ય મળે છે, સ્વર્ગીય આનંદ પ્રાપ્ત થાય છે, મ્હારા હ્રદયમાં સ્નેહનો સાગર ઉભરાય છે, અને તેવા હર્ષના આવેશમાં મંગળ વધાઇ વાંચી આપનારને સુવર્ણમુદ્રિકા તો શું પણ તેથી અધિક આપવું તે કંઇ વિસાતમાં નથી. મ્હારા પ્રિયતમના નામ ઉપર સર્વસ્વ કુરબાન કરવું એ કંઇ હિસાબમાં નથી, ગંગા ! શું મ્હારા એવા વર્તનથી તને કાંઇ આશ્ચર્ય ઉત્પન્ન થયું !"

" ના, બા સાહેબ ! તમારા જેવી પતિધર્મ પરાયણ સ્ત્રીઓ, પતિ પ્રેમના યજ્ઞમાં ગમે તેવું બળિદાન આપે તે યોગ્યજ છે, પણ મને આ ક્ષણે એમ લાગ્યું કે, જો હું ભણેલી હોત તો એવો સુખદાયક પત્ર હું આપને વાંચી આપત અને એવું સુવર્ણમુદ્રિકાનું ઈનામ પણ મેળવી શકત."

ગંગાના ઉક્ત ઉદ્ગારો શ્રવણ કરી બા સાહેબ તો હતાશ થઇ ગયાં, નિરાશ થઇ ગયાં જાણે હૃદય ઉપર પ્રાણઘાતક આઘાત થયો હોય તેમ મૂર્છિત થઇ સોફા ઉપર ઢળી પડયાં.

બા સાહેબની આવી હાલત જોઇ ગંગા બીચારી ગભરાઇ ગઇ, દીગ્મૂઢ બની ગઇ, પલ્લવની પેઠે ધ્રુજવા લાગી, છાતીના ધબકારા વધી ગયા, આંખમાંથી અશ્રુપ્રવાહ વહેવા માંડયો, મુખ લાલચોળ થયું, જાણે દિવાની થઈ હોય તેમ આમ તેમ જોવા લાગી.

" ઓ પ્રભુ ! આમ એકાએક શું થયું ? " લાચાર બનેલી ગંગા બા સાહેબની સારવાર કરવા મંડી પડી.

---

## પ્રકરણ ૨ જું.

---

ગંગા જેને " બા સાહેબ " ના સંબોધનથી બોલાવતી હતી તે એક ગૃહસ્થની ગૃહિણી હતી. તેનું નામ ચંદ્રભાગા હતું, ચંદ્રભાગાના સૌન્દર્યનું વર્ણન કરવું એ તેને અન્યાય આપવા જેવું છે કેમકે તે એવી સૌન્દર્યવતિ હતી કે તેનું આબેહુબ વર્ણન કરવાને કોઇ કવીની કલ્પના કારગત થઈ શકે તેમ નથી. કોઇ ચીતારાની પીંછી હિમ્મત કરી શકે તેમ નથી. તેમજ તેનો વાસ્તવિક ખ્યાલ આપવાને ઇતિહાસમાં કોઇ દ્રષ્ટાન્ત નથી, જેવી તે સૌન્દર્યવતી હતી તેવીજ ગુણવંતી હતી. સ્વભાવે નમ્ર હતી. પ્રેમાળ હતી—દયાળુ હતી, અને મૃદુભાષણી હતી. ખામી માત્ર એક જ હતી અને તે એકે તે વિદ્યાવિભુષિત નહતી. ચંદ્રમાં આ એકજ કલંક હતું, સોનું હતું પણ તેમાં સુવાસ નહતી; માતા પિતાએ ધાર્યું કે મ્હારી પુત્રિને ક્યારે વેપાર કરવા જવું છે ? ક્યારે દ્રવ્ય પ્રાપ્તિ કરવાની છે ? ક્યારે નામું લખવાનું છે ? સ્ત્રી-

અને વળી ભણવાની અગત્ય શી? ભણવાથી તો સ્ત્રીઓ ઉલટી વંઠી જાય છે, શૃંગારિક પુસ્તકો વાંચી વિકારી બની જાય છે, આશકના ઉપર પ્યારની ચિઠીઓ લખતા શીખે છે, ભણેલી સ્ત્રીઓ ઘણું ખરૂં નાસ્તિક બની જાય છે, છકેલી થઇ જાય છે, માતા પિતાના આવા વિચારોએ સૌંદર્યવતિ ચંદ્રભાગાને વિદ્યાથી બે નસીબ રાખી.

માતા પિતાએ પુત્રીને પયપાન કરાવ્યું, અંન્નથી લાલન પાલન કર્યું રોગોત્પતિ સમયે ઔષધદાન આપ્યું, પુત્રિનું કલ્યાણ થવા અનેક આશીર્વાદો આપ્યા, પરંતુ જ્ઞાનસ્વરૂપ પરમાત્માની ઉત્કૃષ્ટ વિભુતિ જે વિદ્યા તેનું દાન આપ્યું નહિ.

માતા પિતાએ પુત્રીને સારો વર આપ્યો, સારૂં ઘર આપ્યું, સારૂં કુળ શોધી આપ્યું, ઉત્તમ અલંકારો આપ્યા, સારી પ્હેરામણી આપી, ઉત્તમ શિખામણ આપી, કેટલુંક ધન આપ્યું, પણ અફસોસી એટલીજ હતી કે જે દ્રવ્ય અખુટ હતું, જે દ્રવ્ય ચોરથી લુંટી શકાય તેમ નહતું, અગ્નિથી બળી શકે તેમ નહતું, વાપરતાં ખુટે તેમ નહતું, એવું વિદ્યારૂપી દ્રવ્ય તેને આપ્યું નહતું.

લાડકોડમાં ઉછરેલી ચંદ્રભાગા, બાલ્યાવસ્થામાં એમ સ્વપ્ને પણ જાણતી નહતી કે, વિદ્યા એજ તેના જીવનની સાચી નૌકા થશે, વિદ્યા એજ તેની કર્તવ્ય ભુમિકાની સાચી સંગી થશે, અને વિદ્યા એજ તેની વ્હાલી સખી થશે, અને તેટલા માટે તે ભોળી-બાળાએ, માતાપિતાની પાસે વિદ્યાનું દાન માગ્યું નહતું.

ચંદ્રભાગાએ એક સમય, સુંદીર વસ્ત્ર આણી આપવાની માગણી કરી હતી, એક હાર ખરીદી આપવાની હઠ લીધી હતી, સુંદીર પાક ખાવાની ઇચ્છા કરી હતી, જુદી જુદી જાતનાં રમકડાં આણી આપવા માટે કલેશ કર્યો હતો, પણ જે તેના અભ્યુદય માટે ઘણી ઉપયોગી વસ્તુ હતી, તે વિદ્યા માટે માતા પિતા પાસે કદી યાચના કરી નહતી.

આ કારણોને લીધે ચંદ્રભાગા તદન નિરક્ષર રહી હતી, અને તે નિરક્ષરતાએ તેને વારંવાર અનેક પ્રકારની આફતો નીચે આણી હતી. તે નિરક્ષરતાને લીધે તેણે ઘણાં ઘણાં સંકટો સહન કર્યાં હતાં. અજ્ઞાનતા એજ દુઃખનું સામાન્ય કારણ છે. એ સિદ્ધાન્ત

સમજ્યા પછી ચંદ્રભાગાએ વિદ્યા વિભુષીત થવાને ઘણાં ફાંફાં માર્યાં હતાં, પરંતુ તેમાં તેને સાફલ્યતા પ્રાપ્ત થઇ નહતી.

ચંદ્રભાગા શરીરે નાજુક, સ્વભાવે કોમળ, અને તીવ્ર લાગણીવાળી હતી. અને તેથી જ્યારે જ્યારે પ્રબળ આઘાત થતો ત્યારે ત્યારે તે મૂર્ચ્છિત થતી હતી. ઉપરોક્ત મૂરછાંનું કારણ પણ એજ હતું.

## પ્રકરણ ૩ જું.

ગંગાની સારવાર પછી ચંદ્રભાગા શુદ્ધિમાં આવી ત્યાર પછી ગંગાએ પુછ્યું "બા! તમને આમ શાથી થયું? ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો-ગંગા, ચીંતા કરીશ નહિ, હું અજ્ઞાનપણું, એ વાતનું જ્યારે જ્યારે મને સ્મરણ થાય છે, ત્યારે ત્યારે એમજ થઇ આવે છે.

ગંગાએ કહ્યું —"સંભવિત છે. બા સાહેબ, મનુષ્ય જેવા પ્રાણિની અજ્ઞાનાવસ્થા એ ઘણીજ દુઃખદ અવસ્થા છે. અને તે અવિદ્યાનાં ભયંકર પરીણામો હું ભોગવી ચુકી છું."

ચંદ્રભાગાએ આતુરભાવે પૂછ્યું,-શું તને પણ વીત્યું છેકે?

ગંગાએ કહ્યું,—"હા, બા. મ્હારૂં કુટુંબ એક સમયે નોકર રાખવાની સ્થીતિમાં હતું. પણ અવિદ્યાના પ્રતાપે અમારા કુટુંબની પાયમાલી થઇ અને હું નોકરી કરવાની સ્થીતિમાં આવી પડી."

ચંદ્રભાગાએ એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો. પોતાની ચક્ષુઓ બંધ કરી, કેટલોક સમય વિચાર મુગ્ધ રહી. અને પછી ગંગાને પૂછ્યું,—ગંગા! હું ત્હારી વાતો સાંભળવાને ઘણી ઉત્સુક છું.

ગંગાએ કહ્યું,—બહુ સારૂ, ત્યારે સાંભળો. હું મ્હારા જીવનનો ટુંક વૃતાન્ત, આપને કહી સંભળાવું છું. કુદરતની આ ગામ ઉપર અપરિમિત કૃપા છતાં પણ તેમાં મુખ્ય વસ્તી કૃષિકારોની જ છે એટલું તો આપના જાણવામાં છે. અને કૃષિ કરનાર માત્ર કણબી જ છે એમ કંઇ નથી. જે બ્રાહ્મણોના બુજર્ગો વેદ વિદ્યામાં વિશારદ હતા તેમના સંતાનો પણ અહીં કૃષિનોજ ઉદ્યોગ કરે છે. આ ઉદ્યોગ કંઇ હલકો છે એમ મ્હારૂં કહેવું નથી,

કારણકે જનક જેવા રાજાઓ, બલરામ જેવા બળવાનો અને વ-શિષ્ઠ જેવા બ્રહ્મર્ષીઓ પણ ખેતીનો ઉદ્યોગ કરતા હતા એવું મેં મ્હારા વૃદ્ધ સસરાની પાસેથી સાંભળ્યું છે. અને એક કણના હજાર કણ ઉત્પન્ન થાય એવી ફળદ્રુપતા તેમાં પ્રત્યક્ષ જોઈ છે. લક્ષ્મી, પ્રતિષ્ઠા, અને નીતિને વધારનારો, સ્વદેશની સાચી સેવા કરનારો પરોપકાર અને દાનવૃતિને પોષનારો ધંધો એ છે એવું અનુભવ્યું છે અને તે છતાં સામેના પક્ષમાં અજ્ઞાનતા એ એક એવી ભયંકર વસ્તુ પડેલી છે કે જેથી કણના કળશી પેદા કર-નાર ખેડુતો બગલમાં ખેતર છતાં ભુખે મરે છે. તેમની પાસે પાથ-રવાને સારૂં બીછાનું નથી, પહેરવાને સારૂં વસ્ત્ર નથી.

બા સાહેબ ? મ્હારા સસરાની પાસે જથ્થાબંધ જમીન હતી, અને તેને માટે તેઓ ઘણા મગરૂર હતા. તેઓ એમ કહેતા કે હીંદુસ્તાનનું અક્ષયપાત્ર, અને કુબેરનો ખજાનો એ જમીનમાંજ છે. આર્યભુમિના સુખનીધી આ ભુમિમાંજ છે. જેમની પાસે જ-મીન નથી તેમનું જીવન પણ આ જમીનમાં છે. એવી એવી વાતો કરીને પોતે એક જમીનદાર હોવાના ગૌરવ સાથે આનંદમાં રહેતા હતા. રાત્રી અને દિવસ તે જમીન સુધારવામાં ખંત પૂર્વક અન-હદ મ્હેનત કરતા હતા, અને તેમના પુત્રો તથા અમે સઘળાં તેમની આજ્ઞાને માન આપી પ્રાતઃકાળથી સાયંકાળ પર્યંત સહાય કરતાં હતાં. અમારા ત્યાં જમીન વધારે હોવાથી, ખેતીના કાર્યમાં મદદ કરનાર નોકરોની સંખ્યા પણ સારી હતી. વળી સેંકડો મજુરોનું અમારા ત્યાં પોષણ થતું હતું. ગાયો ભેંશો અને બ-ળદો એવી મ્હોટી સંખ્યામાં હતા કે જેથી પશુ ધનમાં અમે શ્રીમંત ગણાતા. મ્હારે એટલું તો કબુલ કરવું જોઇએ કે અમે એક કણમાંથી હજાર કણ ઉત્પન્ન કરવાને શક્તિમાન થતા હતાં અને તેથી લૌકિક દૃષ્ટિએ અમે સારી કમાણી કરનાર ગણાતા હતાં. અમારા વૈભવને એક રાજાના વૈભવની ઉપમા આપવામાં આવતી હતી. પરંતુ અમારી આંતરિક હાલત તો આંધળુ દળે અને કુતરૂં ચાટે એ પ્રકારની હતી. કેમકે જેમ નદીમાં આવેલું પુર ત્વરિત ગતિથી ચાલ્યું જાય છે તેમ સંખ્યાબંધ માર્ગોએ અ-મારૂં ઉપાર્જન દ્રવ્ય ચાલ્યું જતું હતું. જે જથ્થો તઇયાર થાય તેમાંથી રાજ્ય ભાગને નામે મ્હોટો જથ્થો જાય, વળી ત્યાંના તે-

મજ મ્હોટા કહેવાતાઓ સ્હેજે ખેડુતની આગળ હાથ ધરતા આવે. સુતાર, લુહાર, હજામ, કુંભાર, ધોબી, દરજી, ભાટ, ભવૈયા ભાંભી, ભંગી, બાવા, ફકીર, કોટવાળ, હવાલદાર, ગોર, આમોટ, એ સઘળા લાવોજ લાવો કરતા આવે. એટલે તેમને આપવું પડે. ઉંદર, ઉધઇ, તીડ, અને ખેતીના પાકથીજ ગુજરાન ચલાવનાર પશુ પક્ષીઓ પણ તેમાંથી હિસ્સો મેળવે. અને તેમ કરતાં જે કંઇ બચત રહ્યું હોય, તે તો વાણીયો પોતાના લ્હેણાના વ્યાજ પેટે લેવાને કયરનોએ તલપી રહેલો હોય તેથી તેને પણ સંતોષવો પડે. અને તેનું છેવટ એ આવે કે સારામાં સારૂં અને કીમતી અનાજ બીજાઓ ખાય અને અમારે ચીણા, બંટી ખાઇને નીભાવ કરવો પડે. માટીનાં ઘર પણ આબાદ સ્થીતિમાં અમે રાખી શકીએ નહીં. જરૂરનાં વાસણો પણ પ્રાપ્ત કરી શકીએ નહી. પગમાં પગરખાં પણ પ્હેરી શકીએ નહીં. સ્વચ્છ કપડાં પણ વાપરી શકીએ નહીં. અને એવાં સંકટો ભોગવ્યા છતાં પણ કરજમાં વૃદ્ધિ થતીજ રહે. આવી સ્થીતિમાં રહ્યા પછી અમારી ગરીબાઇ વધવા લાગી અને વળી તેવામાં દુષ્કાળ પડયો. અમારાં તમામ ઢોર મૃત્યુ પામ્યાં અને પેટનો ખાડો પુરવાને નવું કરજ કરવું પડયું. આખરે કરજ પેટે અમારી જમીન મુકાઇ ગઇ અને તેથી તો અમારા ભુખમરામાં દીન પ્રતિદીન વિશેષ વૃદ્ધિ થતી ગઇ. મેઘરાજાની મ્હેરબાની છતાં પણ અમારા નશીબે તો હંમેશ દુકાળ લખાયો. બાળકો ભૂખે ટળવળે, રોટલાના સુકા ટુકડા માટે માંહો માંહે લડી મરે, કોઇ વખત જંગલના ફળ ખાઇ ચલાવી લઇએ, કોઇ વખત ઝાડ પાલાને છાશમાં રાંધી નીભાવી લઇએ. હાય ! એ દુઃખના દિવસો હું જયારે સંભારૂં છું, ત્યારે હજુ પણ મ્હારૂં હૃદય કંપે છે. બા, દુકાળ ગરીબોનેજ દબાવી શકે છે. હીંદમાં દુકાળ એ ખેડુતોની પાયમલીનું કારણ છે. અરે ! પણ શું આટલેથીજ અમારા સંકટોનો છેડો આવ્યો ? નહિ. દુબળી ગાયને જેમ બગોયો વધારે ચોંટે તેમ ગરીબાઇની પાછળ સંકટોનો રાફડો ફાટી નીકળે. અને તે પ્રમાણે અમારા સંબંધમાં થયું. જ્યારે પ્લેગ અને કોલેરાનો ઉપદ્રવ શરૂ થયો ત્યારે તેણે પ્હેલો હુમલો ગરીબોની ઉપર કર્યો અને તેમાં મ્હારા કુટુંબનો કચ્ચરઘાણ વાળ્યો. જેની પાસે ઝેર ખાવાને પૈ ન હોય, તે દવાને

માટે પૈસા ક્યાંથી લાવે? બીમારીમાં ખાવા લાયક ખોરાક ક્યાંથી મેળવે? સ્વચ્છ વસ્ત્રો ક્યાંથી લાવે? ગરીબોની સારવાર કરનાર કોણ હોય? અસ્તુ. મારા કુટુંબનાં માણસો તો સ્વર્ગે પહોંચીને અહીંના સંકટમાંથી મુક્ત થયાં. પણ હું એકલી વધુ દુઃખ ભોગવવાને જીવતી રહી. બા સાહેબ! આ જમાનામાં ગરીબોનું બેલી કોણ થાય છે? ખેડુતોની આ સ્થીતિ એ આખા દેશની અવનતિનું મુળ છે એવું કોણ માને છે? હીંદુસ્તાન ગરીબોની ઝુંપડીમાં છે એ સિદ્ધાન્તને કોણ સ્વિકારે છે? ખેડુતોને કેળવવા, અને તેમને ઉન્નત કરવા કોણ યત્ન કરે છે? પેટના પોષણને માટે પ્રભુને કરવામાં આવતી કરોડો માણુસોની પ્રાર્થનાઓને સફળ કરનાર ખેડુત કે જે હીંદ દેવીના શરીરનો ૮૦ ટકા હીસ્સો છે. તે શરીર રોગી છે કે નિરોગી તેની કોણ ચિકિત્સા કરે છે? શહેરમાં રમ્યતા પ્રતિત થાયે પણ ગામડાઓની અને ખેડુતોનાં ખોલડાંઓની ખરી સ્થીતિનું નિરક્ષણ કોણ કરે છે? ભલું થજો આપના સ્વામિનું કે તેમને મ્હારા પ્રતિ દયા ઉત્પન્ન થઇ અને જે વખતે હું નિવારી શકાય નહિ તેવા સંકટ નીચે હતી તે વખતે મને મદદનો હાથ આપ્યો અને ઉદાર આશ્રય આપ્યો. નહિતો એક શ્વાનપેરે મ્હારૂં મૃત્યુ થાત. આપના પતિએજ મને એમ સમજાવ્યું કે આ બધા સંકટોના મુળમા એક માત્ર અવિદ્યાજ હતી. અને ત્યારથી હું એમ જાણું છું કે વિદ્યા એજ સુખ પ્રાપ્તીનું ખરૂં સાધન છે.

ગંગા જે સમયે પોતાની વિતક વાતો કહેતી હતી, તે વખતે કુદરતી રીત્યે તેની આંખમાંથી આંસુ ધારા ચાલતી હતી અને ગંગાને રડતી જોઇ ચંદ્રભાગા પણ અશ્રુપાત કરતી હતી.

ત્યારે શું તે ગંગાના દુઃખ માટે રડતી હતી? નહિ ચંદ્રભાગા અભણ હતી અને તેજ કારણ માત્રથી તેના ઉપર અનેક સંકટો વરસી ચુકયાં હતાં તે સંકટોનું તેને સ્મરણ થવાથી તે અશ્રુપાત કરતી હતી.

પ્રિય પાઠક! ચંદ્રભાગાનું આ પુર્વ વૃતાન્ત જાણવાને તમારે જરાક આગળ વધવું પડશે.

---

## પ્રકરણ ૪ થું.

ચંદ્રભાગા અભણ હતી, પરંતુ સદ્ગુણી અને આજ્ઞાપાળક હતી, અને આજ્ઞાપાળક સંતાન માતા-પિતાને હંમેશ પ્રિય હોય છે તેમ ચંદ્રભાગા માતાપિતાને અત્યંત પ્રિય હતી. માતાપિતાને પ્રાતઃકાળે વંદન કરવું, તેમની આજ્ઞાઓને માન આપવું, તેમની રજા વિના અન્ય સ્થાને જવું નહીં, ઘરમાં રખડતી વસ્તુઓને યથાસ્થાને ગોઠવવી, માતાના પ્રત્યેક કાર્યોમાં સહાય કરવી, માતા કદાચ ઠપકો આપે તો શાન્તીથી તેનો સ્વિકાર કરવો ઇત્યાદિ સદ્ગુણો તેનામાં કુદરતી રીત્યે હતા.

દેવ સમાન માતા પિતાના આશ્રય નીચે ચંદ્રભાગાને પણ આનંદજ હતો. ચંદ્રભાગા એ માતા પિતાના આનંદનું રમકડું હતું. ચંદ્રભાગા જેવી સુશીલ પુત્રી પ્રાપ્ત થવાને માટે તેઓ પોતાને ભાગ્યશાળી માનતાં. ચંદ્રભાગાનું સહજ માથું દુઃખતાં તેમનો આત્મા અત્યંત દુઃખી થતો.

ચંદ્રભાગા હવે વયમાં આવી હતી, અને તેથી તેને સારા સ્થાને ઠેકાણે પાડવી જોઇએ, એમ તેઓ નિરંતર ચીંતવન કરતાં હતાં. ચંદ્રભાગા જેવી સુશીલ પુત્રીને એક વિદ્વાન અને શ્રીમાન પતિ પ્રાપ્ત થાય તો વધારે સારૂં એવી તેમના હૃદયમાં ઉત્કૃષ્ટ ઇચ્છા હતી.

પુત્રીને પરણાવી લગ્નનો લ્હાવો લેવા ચંદ્રભાગાની માતા અત્યંત ઉત્સુક હતી પરંતુ તેમનામાં વરવિક્રયની પદ્ધતિ હોવાથી સારી રકમ ખર્ચ કર્યા વિના વિદ્વાન અને શ્રીમાન જમાઇ પ્રાપ્ત થઇ શકે તેમ નહતું અને મ્હોટી રકમ ખર્ચ કરવા જેવી તેમની સ્થીતિ નહતી.

સગાં સંબંધી અને આડોશીપાડોશી ચંદ્રભાગાને જોઇ હંમેશ એમ કહેતાં કે પરમાત્માએ જ્યારે તેને સૌંદર્ય આપવામાં કૃપણતા દાખવી નથી તો તેને સુખી કરવામાં કંઇ પણ બાકી રાખશે નહીં. અને એવો આશીર્વાદ સાંભળીને માતા પિતા રાજી રાજી થતાં.

પ્રયત્ન કરતાં ચંદ્રભાગાને એક વિદ્વાન અને શ્રીમાન પતિ પ્રાપ્ત થવાની આશા બંધાઇ અને તેથી ચંદ્રભાગાની માતા આનંદ

સાગરમાં નૃત્ય કરવા લાગી. બીજી તરફ ચંદ્રભાગાના પિતાને એક મ્હોટી મિલકતનો વારસો પ્રાપ્ત થવાનો સમય પણ સમીપ દીસવા લાગ્યો.

ભવિષ્યના સુખ સ્વપ્નો અનુભવતું આ કુટુંબ જે વખતે આનંદ હીંડોળે ઝુલતું હતું તેજ વખતે એ ગામમાં પ્લેગનો ભયંકર ઉપદ્રવ ફાટી નીકળ્યો.

પ્લેગે આ દેશમાં શું શું કર્યું નથી ? આશાઓથી ભરેલા હજારો બાળકો, હજારો સ્ત્રીઓ અને હજારો પુરૂષોને તેમની ઇચ્છા નહિ છતાં બળાત્કારે કાળના મુખમાં મૂક્યા છે. કંઇને રખડતાં કર્યાં છે, કંઇને ભીખ માગતાં કર્યાં છે.

ચંદ્રભાગાની માતા કે જેનું હૃદય આશાઓથી ભરેલું હતું, જે પુત્રીના લગ્નનો લ્હાવો લેવાને ઘણી ઉત્સુક હતી તેને પ્લેગના રોગે પોતાની જાળમાં પકડી. અને તેથી તે હતાશ થઈ મર્ણ પથારીમાં પડી.

જે ઘરમાં એક પળ પહેલાં આનંદનો પ્રકાશ પથરાયો હતો, ત્યાં શોકની છાયા પ્રસરી ગઇ. અને તેમાં પણ ચંદ્રભાગાના તો હોશકોશ ઉડીજ ગયા. કેમકે એ ભયંકર રોગમાંથી કોઇ કવચિત્‌જ બચી શકતું.

દુર્ભાગ્યે ગામમાં દવાખાનું નહતું. તાત્કાળિક સારવાર કરે એવો કોઇ વૈદ્ય નહતો અને તેથી પાંચ ગાઉ દુરથી દવા મેળવવી પડતી. અને એ કારણે મર્ણનું પ્રમાણ એ ગામમાં વિશેષ જણાતું હતું.

ચંદ્રભાગા માતાનું માથું દબાવે, પગનાં તળીયાં ઘસે, પોતાનાં આંસુઓથી માતાની છાતી ભીંજવી નાખે, પણ તેથી શું રોગને કંઇ દયા ઉત્પન્ન થાય ?

ચંદ્રભાગા રાત્રિ અને દિવસ માતાની પથારી ઉપર બેસી રહે, ખાય નહિ, પીયે નહી, સુવે નહિ, અને પ્રતિપળે પ્રભુની પ્રાર્થના કરે. ચંદ્રભાગાનું દયામણું મુખ જોઇ સર્વને દયા આવે પણ રોગને કંઇ દયા ઉત્પન્ન થાય ?

પુત્રીને રડતી જોઇ માતાએ કહ્યું:—" બેટા રડીશ નહિ. તું રડે છે તેથી હું વધારે દુઃખી થાઉં છું. તને એક સારા ઘરમાં

સ્થાન મળ્યા પછી, મ્હારા હાથે ત્હારા હાથ પીળા થયા પછી દૈવે મને મૃત્યુ આપ્યું હોત તો હું તેને સુખેથી વધાવી લેત, પણ પ્રભુની ઇચ્છાને તાબે થવું એજ એક ઉપાય છે.

સરોવરની પાળ તુટવાથી જેમ પાણી વહે તેમ, માતાના શબ્દોથી ચંદ્રભાગાના આંખમાંથી અશ્રુધારા ચાલવા માંડી. ચંદ્રભાગાથી શબ્દોચ્ચાર થઇ શક્યો નહિ, પણ તેણે અંતઃકરણમાં પ્રભૂને યાચના કરી કે "હે પ્રભુ! મ્હારા ભોગે મ્હારી માતાનો પ્રાણ બચાવ, આ રંક બાળાપર દયા લાવ."

આવા પ્રસંગે ઘણા મનુષ્યો પ્રભુની દયા માંગીનેજ જીવવાની આશા કરે છે, પરંતુ પ્રભુ તો દયાળુજ છે. મનુષ્યો ઉપર વરસતાં સંકટો પૈકી ઘણાંએકતો હાથેજ ઉત્પન્ન કરેલાં હોય છે પ્લેગનો ઉપદ્રવ એ પણ આપણી અજ્ઞાનતાનુંજ પરીણામ છે, અને તે રોગને નાબુદ કરવાના સત્ય ઉપાયનુ અજ્ઞાન એજ તેમાંથી નીપજતા મૃત્યુનું કારણ છે. અને તે છતાં લોકો પ્રભુ નિર્દય હોવાના વિચરે દયા માગે છે. અને તે પ્રમાણે ચંદ્રભાગા પણ પ્રભુની દયા યાચતી હતી.

ચંદ્રભાગાનો પિતા પ્રભુની દયા માગીનેજ બેસી રહે તેવો નહતો તેણે પ્રભુની દયા માગવા ઉપરાંત દવા કરવાનો નિશ્ચય કર્યો, અને જે ગામમાં દવાખાનું હતું ત્યાં દોડી પહોંચ્યો. પીવા માટે અને પ્લેગની ગાંઠ ઉપર ચોપડવા માટે દવા લીધી અને ઘેર આવ્યો.

દવા અને સારી સારવારને લીધે ચંદ્રભાગાની માતાને આરામ જણાવા લાગ્યો. અને તેથી આખા ઘરમાં પુનઃ શાન્તી પ્રસરી. હવે ખચિત આરામ થશે એવી આશા ઉપર સઘળાં હર્ષીત થયાં.

ચંદ્રભાગાની માતા જ્યારે વધુ બીમાર હતી ત્યારેતો તેની સારવારમાં આખું કુટુંબ રહેતું, પણ હવે તો તેની તબીયત સુધારા ઉપર છે એમ જાણીને ચંદ્રભાગાનો પિતા પોતાના ઔદ્યોગિક કાર્યમાં પ્રવૃત થયો. અને સારવારનું કાર્ય ચંદ્રભાગાને સોંપવામાં આવ્યું.

એક દિવસ કે જને ચંદ્રભાગા હજુ પણ એક કમનસીબ

દિવસ તરીકે હંમેશ યાદ કરે છે તે દિવસે ચંદ્રભાગાએ પોતાની માતાને પીવા માટે દવા આપી અને તે દવા માતાના પેટ પર્યંત પહોંચતાંજ જાણે હૃદયમાં અગ્નિ સળગ્યો હોય એમ થયું. ચંદ્રભાગાની માતાએ કારમી ચીસ પાડી. તે પોતાના હાથ પગ બીછાના સાથે પટકવા લાગી, અને મહાન આક્રંદ કરવા માંડી.

માતાની એ વ્યાકુળતા જોઇને ચંદ્રભાગા ગભરાઇ ગઇ, તેણે પણ દીર્ઘ સ્વરે કલ્પાન્ત શરૂ કર્યો અને તેથી પડોશના માણસો અને સગાં સંબંધી તે સ્થળે એકત્ર થયાં. ચંદ્રભાગાનો પિતા પણ એ હાલત સાંભળીને ઘેર આવી પહોંચ્યો.

એકાએક આમ થવાનું કારણ શું ? તેની શોધ ચાલી અને તેના અંતે જણાયું કે દરદીને માટે બે કાચની શીશીઓમાં દવા આણી હતી જેમાંની એકમાં પીવાની દવા હતી, અને બીજી શીશીમાં ચોપડવાની દવા હતી, ઉભય દવાનો રંગ તો એકજ પ્રકારનો હતો, પરંતુ પીવા અને ચોપડવાની દવા ઓળખાય તેને માટે સ્પષ્ટ લેખલો ચોડવામા આવ્યાં હતાં. એક ઉપર "પીવાની દવા" એમ લખ્યું હતું, અને બીજી શીશી ઉપર "ચોપડવાની દવા" એમ લખ્યું હતું. તથાપી ચંદ્રભાગા અભણ હતી, તેથી તેનામાં એ શબ્દો વાંચવાનું સામર્થ્ય નહતું. આ કારણસર તેણે ભુલ ખાધી. પીવાની દવા આંઠ ઉપર ચોપડી અને ચોપડવાની ઝહેરી દવા પાઇ દીધી.

ચંદ્રભાગાની ભુલને લીધે આ પરીણામ આવ્યું છે એવું જ્યારે ચંદ્રભાગાએ જાણ્યું ત્યારે તો તેના શોકની સીમા રહી નહીં. ચંદ્રભાગાએ માથાં પટક્યાં. ભોંય પડતાં નાખ્યાં, પોતાનો પાપી પ્રાણ આપવાને તૈયાર થઇ, પણ થયેલી ભુલ એવાં કારણોથી સુધરવા સંભવ નહતો.

ચંદ્રભાગાનો પિતા પુનઃ જે ગામે દવાખાનું હતું ત્યાં દોડયો. ડાકટરને બનેલી બીના કહી સંભળાવી. ડાકટર બની શકે તેટલી ત્વરાથી આવી પહોંચ્યો. પણ ઝેર આખા શરીરમાં પ્રસરી ગયું હતું. ચંદ્રભાગાની માતા છેલ્લો શ્વાસ ઘુંટતી હતી.

## પ્રકરણ ૫ મું.

જે મંદગીના બીછાનામાં ચંદ્રભાગાની માતા હતી, તેજ બીછાનામાં આજે ચંદ્રભાગા છે. ચંદ્રભાગાના શરીરમાં માત્ર તેનું હાડપીંજર રહ્યું છે. આંખો ઉંડી પેંસી ગઇ છે, શરીરમાં રૂધીર નથી, જીભમાં બોલવાની શક્તી નથી.

ચંદ્રભાગા પોતાની માતાના મૃત્યુ માટે રડી છે. પ્હાડના જેવડી પોતાની ભુલને માટે રડી છે ચંદ્રભાગા માને છે કે હું મનુષ્ય નથી, પણ પિશાચિનિ છું, અને તેથી આ જગત્‌માં જીવવાને માટે લાયક નથી.

ચંદ્રભાગા કહે છે કે "જે માતાએ મને જીવન આપ્યુ તેજ માતાને મેં મૃત્યુ આપ્યું અને તેથી આ બ્રહ્માંડમાં મ્હારા માટે શાન્તીનું સ્થાન નથી, મ્હારા માટે સ્વર્ગનાં દ્વાર ખુલ્લાં નથી અને મ્હારા માટે આ જગત્‌માં કોઇ જાતનું સન્માન નથી.

ચંદ્રભાગા ખોરાક લેતી નથી, તેના ગળે અન્ન ઉતરતુંજ નથી, રાત્રીએ નિદ્રા આવતી નથી, ને કોઇને મુખ બતાવતી નથી. ચંદ્રભાગાને જીવવાની ઇચ્છા નથી અને મૃત્યુ આવતું નથી,

પ્રારંભે તેં અજ્ઞાનમાં અજ્ઞાન મનુષ્યો પણ શાણામાં શાણા બનીને ચંદ્રભાગાને ઠપકો આપવા લાગ્યાં, પરંતુ જ્યારે લોકોએ જાણ્યું કે ચંદ્રભાગાની ભુલ શુદ્ધ બુદ્ધિની છતાં પણ તે પોતાની ભુલ માટે પ્રાણ આપવા તતપર થઇ છે, મૃત્યુના કિનારા ઉપર ઉભી રહી છે, અને યમરાજાને આમંત્રણ આપી રહી છે, ત્યારે સર્વ લોકો ચંદ્રભાગા જેવી એક કરમાતી કળીની દયા ખાવા લાગ્યાં, સર્વ તેને દિલાસો આપવાને પાસે આવવા માંડયાં.

"જો બ્હેન ભુલ તો રાજા રામચંદ્રજીની પણ થઈ હતી, તો આપણે કોણ માત્ર છીએ. મનુષ્ય માત્ર ભુલને પાત્ર છે મનુષ્ય માત્ર અલ્પજ્ઞ છે અને તું તો વળી બાળક છે. માટે જે થયું તે હવે ન થયું થનાર નથી, ત્હારો પ્રાણ આપતાં પણ ત્હારી માતા પાછી ફરનાર નથી ત્યારે શા માટે ત્હારા પિતાને દુઃખ ઉપર ડામ દે છે. જો ત્હારા પિતાની સન્મુખ જો, તેઓ દુઃખથી ઘેરાઇ ગયા છે. તું તેમના દુઃખમાં દીલાસારૂપ થા અને

ઘરને સારી વ્યવસ્થામાં મુકી ત્હારા પિતાનું સંકટ ઓછું કર. ત્હારી માતા સ્વર્ગે ગઇ અને તેની પાછળ તું જઇશ ત્યારે ત્હારા પિતાની કેવી હાલત થશે તેનો ત્હારે વિચાર કરવો જોઇએ."

વળી બીજાએ કહ્યું, "ચંદ્રભાગા! જે કંઈ બન્યું છે તે પ્રભુની ઇચ્છા પ્રમાણે બન્યું છે. તું તો માત્ર નિમિત્ત રૂપ છે. વિધાત્રાના લેખ કોઇ મિથ્યા કરી શકતું નથી. ત્હારી માતાનું મૃત્યુ વિધાત્રીએ જે રીત્યે લખ્યું હતું તે રીત્યે થયું તેમાં તું શા માટે તને દોષિત્ ગણે છે. ચંદ્રહાસનું આયુષ લાંબુ હતું તો વિષયાના પિતાએ વિષ દેવાની આજ્ઞા મોકલી તેને બદલે વિષયા જેવું કન્યા રત્ન પ્રાપ્ત થયું, કુંભારના સળગેલા નીંભાડામાં બીલાડી ના બચ્ચાં જીવતાં રહ્યાં ત્યારે તેજ પ્રમાણે ત્હારી માતાનું આયુષ દીર્ઘ હોત તો શત્રુએ આપેલા ઝેરથી પણ તેનુ મૃત્યુ થાત નહીં, મીરાંબાઇનું આયુષ દીર્ઘ હતું તો રાણાએ આપેલું વિષ નિષ્ફળ નિવડયું. માટે તું શાન્ત થા. વૃથા શોક કરીશ નહિ. સહ-શીલ થઇ ત્હારા પિતાને સહાય કર, અને તેમને આશ્વાસન આપ."

આ પ્રમાણે ઘણા માણસોએ ચંદ્રભાગાને બોધ આપ્યો. તેના પિતાએ પણ પુત્રીને હૃદય સાથે દબાવી આશ્વાસન આપ્યું. અને તેથી સમય જતાં ચંદ્રભાગાને શાન્તવન મળ્યું.

ઉંડામાં ઉંડો ઘાવ પણ સમય જતાં રૂઝાય છે. તેમ ચંદ્ર-ભાગાના ઘાવ સમય જતાં રૂઝાયા. દિવસો જતાં ચંદ્રભાગા ઘણી વાતો ભૂલી ગઇ, પણ એ વાતને તે કદી ભૂલી નહી કે જો તે ભણેલી હોત તો તેના હાથે આવી પ્રાણઘાતક ભૂલ થાત નહીં."

---

## પ્રકરણ ૬ ઠું.

---

મનુષ્યમાં ભૂલી જવાનો ગુણ જો પરમાત્માએ મૂકયો ન હોત તો, આશા અને ઉત્સાહ એ શબ્દોને આ જગત્માં કોઈ સ્થાન હોત નહીં. પણ મનુષ્યના ઉત્સાહને આગળ વધારવાના પવિત્ર ઉદ્દેશથી પાછલાં દુઃખો ભૂલી જવાનો ગુણ મનુષ્યને પ્રદાન કરેલો છે. અને કુદરતના એ નિયમ પ્રમાણે ચંદ્રભાગાની માતાના મૃત્યુનું દુઃખ વિસારે પડવા લાગ્યું છે.

ઘરની વ્યવસ્થા અને રાંધવાનું કામ ચંદ્રભાગાએ ઉપાડી લીધું છે. અને તેથી તેના પિતા ઔદ્યોગિક કાર્યોમાં સમય વ્યતિત કરી સંતોષ પામે છે.

પુનઃ ચંદ્રભાગાના વિવાહનો પ્રશ્ન ઉત્પન્ન થાય છે. તેજ ગામમાં ચંદ્રભાગાના પિતા ગુણવંતરાયને હનમંતપ્રસાદ નામના એક ગૃહસ્થની સાથે મૈત્રતા હતી, અને તેમને એક અવિવાહિત પુત્ર હતો જે વયમાં ચંદ્રભાગાને માટે લાયક હતો પણ સ્થીતિ સામાન્ય પ્રકારની હતી. ચંદ્રભાગાનું લગ્ન જો એ સ્થળે કરવામાં આવે તો સામાન્ય પ્રકારની પ્હેરામણીથી ચાલે તેમ હતું. હનમંતપ્રસાદ ચંદ્રભાગાને પુત્રવધુ તરીકે પ્રાપ્ત કરવા ઘણો ઉત્સુક હતો, અને તેને માટે ઘણા સમયથી તે પ્રયત્ન કરતો હતો. અવાર નવાર તે ગુણવંતરાયના ઘેર આવાગમન કરતો, અને પ્રસંગવશાત્ ચંદ્રભાગાના વિવાહની વાત ઉપાડતો. પરંતુ ગુણવંતરાયની હૃદયેચ્છા હજુ પણ ચંદ્રભાગા માટે વિદ્વાન અને શ્રીમાન્ પતિ શોધી કહાડવાની હતી અને તે ઇચ્છા પરિપૂર્ણ કરવાને તે અત્યંત પ્રયત્ન કરતો હતો.

ચંદ્રભાગા જેવી એક સૌન્દર્યવતી અને શાણી પુત્રી વિદ્વાન અને શ્રીમાન્ સ્વામિને પામે તો તે સુખી થાય, અને તેને સુખી જોઈ મ્હારી આંખો ઠરે એ ગુણવંતરાયની મનઃકામના હતી.

પ્રભૂ ઇચ્છાએ એવુંજ એક સ્થાન મળી આવ્યું. અને તેથી ગુણવંતરાય ચંદ્રભાગાનો વિવાહ નક્કી કરવાને ઉપડી ગયો.

જમાઇની ઉમર ચંદ્રભાગા કરતાં દસ વર્ષ વધારે છે એટલે વયમાં વાંધો નથી કુલ કીર્તિવંત છે. ધનમાં શ્રીમંત છે. ઘેર કુળદુપ ઉદ્યોગ છે. અને વિદ્યામાં વિદ્વાન છે. ચારિત્ર્ય નિષ્કલંક છે. ગુણવંતરાયને આ શિવાય કંઇ જોઇતું નથી.

પ્હેરામણીમાં પાંચહજાર આપવા, વરને કન્યા પ્રત્યક્ષ બતાવવી, અને ત્યાર પછી વિવાહ નક્કી કરવો. એ પ્રમાણે ઉભય પક્ષે નક્કી કર્યું અને ગુણવંતરાય ઘેર આવ્યો. આમંત્રણની તારીખ નિશ્ચિત કરી પત્ર લખ્યો. પણ એ દિવસ આવી પહોંચે તેની પહેલાં પાંચ હજારની રકમ એકઠી કરવી જોઇએ, એમ ધારી તેણે તે સંબંધમાં યત્ન શરૂ કર્યો.

ભવિષ્યમાં ચંદ્રભાગાના પિતાને મોસાળનો વારસો પ્રાપ્ત થવાનો સંભવ હતો, તેને લગતું વશિયતનામું થઇ ગયેલું હતું. પણ હજી તે આશા ભવિષ્યના ગર્ભમાં હતી. આ ભાવી ઉદય તરફ શાહુકારોનું ધ્યાન ખેંચવામાં આવ્યું. પરંતુ એવા ભાવિ ઉપર નાણાંની મ્હોટી રકમ ધીરવાને કોઇ તૈયાર થયું નહિ. અને તેથી ગુણવંતરાય અત્યંત મુંઝવણમાં પડયો. એકતો પુત્રીને માટે સોધેલું સારૂં સ્થાન હાથમાંથી જાય, અને વળી પોતાની આબરૂને નુકશાન પહોંચે.

ગુણવંતરાય આવા સંકટમાં તરફડે છે, તેવામાંજ તેમના મામાનું મૃત્યુ થયાની ખબર આવી. મામા જેવા એક મુરબ્બીનો સ્વર્ગવાસ સાંભળી ગુણવંતરાયને શોક તો થયો પણ દ્રવ્ય સંબંધીની જે મુંઝવણમાં તે પડેલો હતો તેમાંથી તે સ્વભાવિક રીત્યે મુક્ત થયો.

ગુણવંતરાય ઉપર તેના મામાનો અત્યંત પ્રેમ હતો. મામાને પુત્ર કે પુત્રી કંઇ ન હતું. સ્ત્રી પણ સ્વર્ગવાસ પામી હતી. એટલે નીકટના સગામાં ગુણવંતરાય શિવાય કોઇ ન હતું. દુરના પિત્રાઇઓ મીલકત મેળવે તે કરતાં ભાણેજને વારસો આપવો એ વધારે ઇચ્છવા યોગ્ય છે એવી માન્યતાથી મામાએ વશીયતનામું કરી ગુણવંતરાયને વારસો લખી આપ્યો હતો.

મામાની વૃદ્ધાવસ્થા થઈ ગયેલી હતી, અને તેથી ક્ષણભંગુર દેહનો તેમને ભરોંસો ન હતો અને તે કારણસર વશિયતનામું કરવામાં આવ્યું હતું બે ત્રણ વખત મંદગીના બીછાનામાંથી તેઓ પુનઃ આરોગ્ય પ્રાપ્ત કરી શક્યા હતા, અને ગુણવંતરાયે તે પ્રસંગે અનન્ય સેવા કરી હતી, પરંતુ આ સમયે મંદગી શરૂ થતાંજ તેઓ સ્વર્ગવાસ પામ્યા હતા અને તેથી ગુણવંતરાયની ત્યાં હાજરી ન હતી.

મામાના અવસાનની ખબર મળતાંજ ગુણવંતરાય મોસાળ ગયો, અને ત્યાં જઇને જોયું તો પિત્રાઇએ એ ઘર અને મિલકત કબજે કરી હતી, અને વારસ તરીકે પોતાનો દાવો જાહેર કર્યો હતો.

મિલકત પ્રાપ્ત થવી તો ઘણે દુર રહી, પણ ગુણવંતરાયને ઘરમાં પ્રવેશ કરવાનો પ્રતિબંધ થયો. તોફાન થવાનો સંભવ

પ્રત્યક્ષ જણાયો. પણ ગુણવંતરાય તેથી કાંઇ હીંમત હારી ગયો નહીં. કારણ કે તેની પાસે વશીયતનામાનું પ્રબળ સાધન હતું. તેની અંદર મિલકતનું વર્ણન આપેલું હતું, અને કોર્ટનો આશ્રય સહેલાઇથી મળવાનો સંભવ હતો.

" તમારી કુમાર્ગનું પરિણામ હું તમને હમણાંજ બતાવું છું " એવી ચેતવણી આપીને ગુણવંતરાય ત્વરિત ગતિથી ઘેર આવ્યો. અને જે કબાટના ખાનામાં વશીયતનામું મૂકયું હતું તે ખાનું જીજ્ઞાસા પૂર્વક ઉઘાડયું. પણ અફસોસ ! બધા કાગળો વારંવાર તપાસી જોયા છતાં, જે વશિયતનામાની તેને જરૂર હતી તે કાગળ તેમાંથી મળી આવ્યો નહિ.

અચાનક વિજળી પડવાથી જેમ એકાદ વૃક્ષ સુકાઇ જાય, તેવી સ્થીતિ ગુણવંતરાયની થઇ. જેમ એકાએક વ્હાણ જળમાં ડુબી જાય તેમ તે આશ્ચર્યમાં ડુબી ગયો. અને પોતાના મન સાથે બડબડવા લાગ્યો કે " મ્હારા ઘરમાં શત્રુઓએ લુંટ ચલાવી કે થયું શું ?

વશિયતનામું નહિ મળવાથી ગુણવંતરાયે બુમાબુમ કરી. તેણે ઉગ્ર સ્વરે ચંદ્રભાગાને બોલાવી, અને જોશ પુર્વક પૂછ્યું કે,–" અહીં કોઇ આવ્યું હતું. ?

પિતાને ક્રુદ્ધ જોઇ ચંદ્રભાગા ગભરાઇ ગઇ, પણ અલ્પ સમય પછી તેણે કહ્યું,–

" ના જી.

" આ કબાટનું ખાનું કોઇએ ઉઘાડયું હતું ? " પિતાએ બીજો પ્રશ્ન કર્યો.

" ના જી " ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો.

" ત્યારે તેમાં એક મુદ્દાનો કાગળ હતો તે કયાં જાય ? "

" તેમાં હું શું જાણું ? " ચંદ્રભાગાએ દયામણું મુખ કરી ઉત્તર આપ્યો.

" ચંદ્રભાગા ! તું બરાબર યાદ કર. કોઈ વખતે આ ખાનુ કોઇએ ઉઘાડયું હતું કે નહિ ?" ગુણવંતરાયે ભમર ચડાવી પૂછયું.

ચંદ્રભાગાએ વિચાર કરી યાદ લાવી કહ્યું,–હા, પિતાશ્રી એક દિવસે મેં તે ખાનું ઉઘાડયું હતું.

" શા માટે ઉઘાડયું હતું ?

" એક કાગળનો ટુકડો લેવા માટે.

"કેમ તેનું શું કામ હતું ?

"એક દિવસે હનમંતપ્રસાદ,—તેમના પત્નીને પીડ આવતી હોવાથી—અજમો લેવા માટે આવ્યા હતા જે વખતે તેઓ અહીં આવ્યા તેજ વખતે આપ અગત્યના કાર્ય માટે બાહાર જવાની ઉતાવળમાં હતા. તેમણે આપની પાસે અજમાની માગણી કરી, પણ આપે મને આજ્ઞા કરી અને કહ્યું કે, "શુદ્ધ કરેલો અજમો કબાટમાં છે તે આપજે." મેં કબાટ ઉઘાડયું અને જે શીશીમાં અજમો હતો તે સીસો બાહાર કહાડી, એકાદ કાગળનો ટુકડો હોય તો તેમાં હું તે બાંધી આપું એવા વિચારથી મેં આ ખાનું ઉઘાડયું અને જોયું તો એક કાગળ ચુંથાયેલા જેવો તેમાં જોયો તે કાગળ હનમંતપ્રસાદને બતાવી મેં પુછયું કે, જુઓને આ કાગળ કાંઇ કામનો તો નથીને ? કાગળ જોયા પછી તેમણે કહ્યું કે,—"નહીં, એ તો રદ્દી કાગળ છે, તેથી મેં તેમાં અજમો બાંધી આપ્યો. આ કારણ સિવાય કોઇ પણ વખતે મેં એ ખાનું ઉઘાડયું નથી અને એક પણ કાગળ તેમાંથી લીધો નથી.

ગુણવંતરાયે એ હકીકત સાંભળીને દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને કહ્યું કે,-"ચંદ્રભાગા ! તેં ગજબ કર્યો. એ ખાનામાં એક પણ રદ્દી કાગળ નહતો, પણ તમામ ઉપયોગી કાગળો હતા. બીજા બધા કાગળો હાલ કાયમ છે. અને માત્ર વશીયતનામાનો કાગળ જ નથી, તે ઉપરથી સ્પષ્ટ જણાય છે કે જે કાગળમાં તેં અજમો બાંધીને આપ્યો તેજ કાગળ વશીયતનામાનો હતો.

પિતાશ્રી ! હું તો અભણ છું. હું શું જાણું કે તે વશીયતનામાનો કાગળ હશે ? વળી હનમંતપ્રસાદ તો ભણેલા છે, તેમણે તે કાગળ જોઇને સ્પષ્ટ કહ્યું કે એ કંઇ કામનો કાગળ નથી.

ચંદ્રભાગા ! ચંદ્રભાગા ! હું તને શું કહું ? હું તને શું કહું ? તેં મ્હારી સર્વ આશાઓ ધુળમાં રગદોળી. તેં મ્હારો સર્વ નાશ કર્યો. અરે ! જે કાગળ તેં આપ્યો તેમાં મ્હારૂં અને ત્હારૂં જીવન ભરેલું હતું. એ કાગળમાં ત્હારી ઉન્નતીના દીવસો લખાયેલા હતા, એજ કાગળમાં ત્હારૂં સ્વર્ગ હતું અને મ્હારી પ્રતિષ્ઠા હતી." એમ બડબડી ગુણવંતરાય ઉશ્કેરાયેલી સ્થીતિમાં હનમંતપ્રસાદના ત્યાં ગયો.

---

## પ્રકરણ ૭ મું.

પ્રિય પાઠક ! એ વાર્તા તને પરિચિત છે કે હનમંતપ્રસાદ ચંદ્રભાગાને પોતાના પુત્રની પત્ની તરીકે પ્રાપ્ત કરવાના પ્રયત્નમાં હતો. ગુણવંતરાય અને હનમંતપ્રસાદ એક સરખી પંક્તિના હતા. અને તે છતાં ગુણવંતરાય એકાદ શ્રીમંતનું ઘર શોધવાના પ્રયત્નમાં છે એ વાત તેનાથી અજાણી નહતી. પરંતુ બીજી તરફ તેને એવી આશા હતી કે જ્ઞાતના રીવાજ મુજબ શ્રીમંતો પ્હેરામણીમાં મ્હોટી રકમ માગતા હોવાથી, અને ગુણવંતરાય તેવી રકમ આપવાની સ્થીતિમાં ન હોવાથી તે ફતેહમંદ થવાનો નથી, અને તેથી ચંદ્રભાગાને માટે સામાન્ય સ્થીતિનો પતિજ પસંદ કરવાથી ફરજ પડશે, અને જો તેમ થાયતો પોતાની કન્યાને ગામમાજ પરણાવવાનું તે પસંદ કરશે અને પ્હેલી પસંદગી મ્હારા ઘરને મળશે

ગુણવંતરાયે હનુમંતપ્રસાદની આગળ એટલું તો કબુલ પણ કર્યું હતું કે " જો હું મ્હારી પુત્રીને આ ગામમાંજ પરણાવવાના નિશ્ચય ઉપર આવીશ તો પહેલી પસંદગી તમારા પુત્રને આપીશ " હનુમંતપ્રસાદની આશા આ કારણથી વધારે દ્રઢ થઇ હતી. પરંતુ કેટલોક સમય વ્યતિત થયા પછી વળી તેણે એમ સાંભળ્યું કે પાંચ હજારની પ્હેરામણીથી એક શ્રીમંત વર સોધવાની યોજના રચી છે. આ વાત સાંભળીને તેને નિરાશા ઉત્પન્ન થઇ પણ પાંચ હજારની રકમ પ્રાપ્ત થવી મુશ્કેલ છે એ વાત તેના ધ્યાનમાં હતી, અને છેવટે તેજ પરિણામ આવ્યાનું તેણે જાણ્યું એટલે પુનઃ આશા ઉત્પન્ન થઇ.

ગુણવંતરાયને મોસાળ તરફનો વારસો પ્રાપ્ત થવાનો સંભવ પણ હનુમંતપ્રસાદની જાણ બાહાર નહતો, વશિયતનામું થયાની વાત પણ તેણે સાંભળી હતી, પરંતુ એ સંભવ હજુ દુર હતો, અને ચંદ્રભાગા હવે વયમાં આવી ગઇ હતી એટલે વિવાહ કર્યા વિના ચાલે તેમ નહતું.

હનુમંતપ્રસાદ આ પ્રમાણે આશાના દોર ઉપર નૃત્ય કરી સમય વ્યતિત કરતો હતો તેવામાં તેની પત્નીને પીડાનું દર્દ થઇ

આવ્યું અને અજમો લેવા ગુણવંતરાયને ઘેર આવ્યો. કેમકે ગુણવંતરાય પોતાનો મીત્ર હતો, અને આવી જરૂરની ચીજો એક બીજાની પાસેથી લેવા દેવાનો સંબંધ હતો.

ચંદ્રભાગાએ જે કાગળમાં અજમા બાંધી આપ્યો હતો તે કાગળ હનુમંતપસાદને બતાવ્યો હતો અને તે છતાં જાણી જોઇને તે કાગળ નિરૂપયોગી હોવાનું હનુમંતપ્રસાદે કહ્યું હતું. હકીકતમાં એ કાગળ હનુમંતને પ્રાપ્ત થવા માટે તે પોતાને ભાગ્યશાળી માનતો હતો.

હનુમંતપ્રસાદે વશિયતનામાનો કાગળ હાથમાં આવતાંજ પોતાના મનમાં કહ્યું:—" ગુણવંતરાય આ વારસો પ્રાપ્ત થવાની આશા ઉપરજ મ્હોટી પ્હેરામણી આપીને શ્રીમંતનું ઘર જોવા ઉત્સુક થયો છે. અને જો કે એ સંભવ ઘણો દુર છે છતાં કદાચ એવો સમય સમીપ પણ આવે અને ગુણવંતરાય શ્રીમંત થાય ત્યારે તો મ્હારી ઇચ્છા કોઇ રીત્યે પારપુર્ણ થાય નહિ. માટે તે હાલની સ્થીતિમાં કાયમ રહે એજ મ્હારા ઉદ્દેશને માટે જરૂરનું છે " આ પ્રમાણે વિચારગ્રન્થી ગુંથતો તે પોતાના ઘેર ગયો, અને અજમો અન્ય પાત્રમાં મૂકી વશિયતનામાનો કાગળ પોતાના હાથમાં લીધો અને તેની શું વ્યવસ્થા કરવી તેના વિચારમાં પડયો. પ્રથમ તો તેને એમ લાગ્યું કે તેને અગ્નિ દેવતાના શરણમાં સોંપી દઉં. પણ વળી તેના હૃદયમાં એવો તરંગ ઉત્પન્ન થયો કે, મ્હારે તેનું કાયમનું હિત નષ્ટ કરવું યોગ્ય નથી. મ્હારો સ્વાર્થ સિદ્ધ થયા પછી ભલે તે શ્રીમંત થાય અને સુખી થાય કેમકે તેની સારી સ્થીતિમાં મ્હારો પણ લાભ છે, અને તેના સુખમાં મ્હારૂં પણ સુખ છે. એવા નિશ્ચય ઉપર આવી તેણે વશીયતનામાનો કાગળ સુરક્ષિત સ્થાને મૂકયો.

આ બનાવ બન્યાને ઘણા દિવસો વ્યતિત થયા. અને ત્યાર પછી ગુણવંતરાય વશિયતનામાની તપાસ કરવા હનુમંતપ્રસાદને ઘેર આવ્યો અને આવતાંજ પછયું:—" મીત્ર ! એક દિવસે તમે મ્હારા ત્યાં અજમો લેવા આવ્યા હતા, એ વાત તમારા સ્મરણમાં છે ?

હનુમંતપ્રસાદે કહ્યું:—" હા. અને તેનાથીજ મ્હારી પત્નીને આરામ થયો હતો.

ગુણવંતરાયે કહ્યું:-' ઠીક, એ સમાચાર જાણી હું ઘણો ખુશી થયો. પણ આપને યદ છે કે એ અજમો ચંદ્રભાગાએ એક કાગળમાં બાંધીને આપ્યો હતો.

હનુમંતપ્રસાદે કહ્યું, "હાજી બરાબર યાદ છે.

ગુણવંતપ્રસાદે પુછ્યું, "અને હું ધારૂં છું કે વધેલો અજમો હજુ એ કાગળમાંજ હશે.

હનુમંતપ્રસાદે ગંભીરાઇથી ઉત્તર આપ્યો,—"ના જી, હવા લાગે નહિ તેટલા માટે મેં તેને એક કાચની શીશીમાં ભરી રાખ્યો છે."

ગુણવંતરાયે અધીરથઇ પૂછ્યું, "ત્યારે એ કાગળ ક્યાં હશે ? મ્હેરબાનીથી તપાસ કરશો. ?

હનુમંતપ્રસાદે ઠંડે પેટે ઉત્તર આપ્યો—એ કાગળ! એ કાગળને સાચવી રાખવાનું કારણ શું ? એ તો એક રદ્દી કાગળ હતો.

ગુણવંતરાયે પુછ્યું,—" આપે એ કાગળ બરાબર તપાસ્યો હતો. ?

હનુમંતપ્રસાદે કહ્યું,—" બરાબરતો નહિ પણ ઉપલક દ્રષ્ટિથી તપાસ્યો હતો.

ગુણવંતરાયે ઉદાસ થઇ કહ્યું,—" હનુમંતપ્રસાદ એ કાગળ મળી આવેતો વધારે સારૂં. એમાં મ્હારૂં જીવન છે.! એમાં મ્હારી દીર્ઘઆશાઓ છે. એમાં મ્હારી પ્રતિષ્ટા છે.

" નહિ, નહિ, ભુલો છો ગુણવંતરાય! એ કાગળ એટલો બધો ઉપયોગી હોય એમ મને લાગ્યું નહોતું" હનુમંતપ્રસાદે કરૈલતાથી કહ્યું.

ગુણવંતરાયનાં અંગ પ્રત્યંગ શીથિલ થયાં.તેણે દીર્ઘ નિઃશ્વાસ નાખી કહ્યું—" અરે હનુમંતપ્રસાદ! એ કાગળ નિરૂપયોગી નહતો, પણ જેના વડે મ્હારા મોસાળનો વારસો પ્રાપ્ત થાય તેવું વશીયતનામું હતું.

હનુમંતપ્રસાદે કૃત્રિમ મુદ્રા કરી કહ્યું,—" ચંદ્રભાગા શું એવી મૂર્ખ છે કે વશીયતનામાના કાગળમાં અજમો બાંધી આપે,

અને હું શું એવો બુદ્ધિહિન છું કે એવો અગત્યનો લેખ રસ્તામાં ફેંકી દઉં. ? જાઓ ફરી તપાસ કરો. કોઇ આડે અવળે ઠેકાણે એ કાગળ મુકાઇ ગયો હશે.

ગુણવંતરાય ન્હીલે મુખે બેર ગયો. પુનઃ ધીરજથી તપાસ કર્યો. એકેએક સ્થળ તપાસ્યું પણ વશીયતનામું મળી આવ્યું નહિ. ગુણવંતરાયના શોકની સીમા નહતી. તેના હૃદયમાં અગ્નિ સળગ્યો હતો. આંખો રકત વર્ણી બની હતી. શરીર શિથિલ થયું હતું. નિંદ્રા આવે નહિ, અન્ન ભાવે નહીં, શાન્તીનો ઉપાય કોઈ સમજાવે નહિ.

એજ હાલત ચંદ્રભાગાની હતી. કારણ કે વસ્તુતઃ આ ભૂલ પણ તેનીજ હતી. ચંદ્રભાગા નિરક્ષર છે અને તેથી એક પશુ જેવી છે. છતી આંખે અંધ છે. કાગળ નિરૂપયોગી છે કે ઉપ-યોગી છે તે જોવાની તેનામાં શકતી નથી. અને ચર્મ ચક્ષુઓ તો પશુને પણ છે ત્યારે ચંદ્રભાગા પોતાને મનુષ્ય કેમ માને ?

ચંદ્રભાગા અભણ હોવાથીજ વશીયતનામાની આ સ્થીતિ થઇ, એ વાત નક્કી થયા પછી ચંદ્રભાગાની કેવી હાલત થઇ ? તેના હૃદયમાં કેટલાં છીદ્ર પડયાં, અને તેનો સમય કેવા દુખમાં વ્યતિત થયો તેનું ખરૂં ચિત્ર આલેખવાને અમારી લેખિનિમાં સામર્થ્ય નથી.

ગુણવંતરાયની ભાવિ આશાઓ ધુળધાણી થઈ, મ્હોટી મિલકત ગઇ અને વળી જગતમાં હાંસી થઇ. અને આ એકત્ર કારણો ગુણવંતરાયને ભસ્મીભુત કરતાં હતાં.

જેને જમાઇ તરીકે પસંદ કરવાનો હતો તેને આવવાનો દિવસ પાસે આવી પહોંચ્યો અને તેથી ગુણવંતરાયને અજંપાનો રોગ લાગુ પડી ગયો. નિર્ધારિક દિવસે આમંત્રિત ગૃહસ્થ આવી પહોંચ્યા જેમનું નામ શ્રીપ્રસાદ હતું.

ગુણવંતરાયે હિંમત રાખી શ્રીપ્રસાદનું સ્વાગત શરૂ કર્યું.



## પ્રકરણ ૮ મું.

શ્રીપ્રસાદની વય માત્ર ચોવીસ વર્ષની હતી, પણ એ જ્ઞાન વૃદ્ધના વર્તનમાં ગાંભીર્યતા એક વયોવૃદ્ધ જેટલી હતી. પ્રસન્ન મુદ્રા રાખવી, વિચારીને શબ્દ બોલવો અને તેને બની શકે તેવો મધુર બનાવીને પ્રકટ કરવો આ તેમનો મુખ્ય ગુણ હતો.

શ્રીપ્રસાદના વિચારો આગળ વધેલા હતા અને તેમાં ઔદાર્યના અને સૌજન્યતાનો રંગ હતો. વરવિક્રયની પદ્ધતિને તેઓ અંતઃકરણથી ધીઃકારતા હતા, તે છતાં પણ સારી પહેરામણી આપવા જેવી સ્થીતિ હોય અને તે આપવામાં આવેતો તે લેવાને તેમને કંઇ પ્રતિબંધ નહતો.

શ્રીપ્રસાદના અંતઃકરણની ખરી ઇચ્છાતો એક સ્ત્રી રત્ન પ્રાપ્ત કરવાની હતી. જાતે પસંદ કરેલી કન્યા સાથે લગ્ન કરવું અને લગ્ન કર્યા પછી એક દેવીના તુલ્ય સ્ત્રીનું સન્માન કરી, તમામ પ્રકારના સુખમાં તેને સહભાગી બનાવવી એ તેમના હ્રદયની માન્યતા હતી અને તેથીજ કન્યાને પ્રત્યક્ષ જોવાની તેમણે માગણી કરી હતી, અને પ્હેરામણીને ગૌણ સ્થાન આપ્યું હતું.

શ્રીપ્રસાદે ચંદ્રભાગાને પ્રત્યક્ષ જોઇ. બીજા શબ્દોમાં કહીયે તો ગુણવંતરાયના એક અંધારા ઓરડામાં શ્રીપ્રસાદે ચંદ્રિકાને જોઇ. જાણે સાક્ષાત શંકર ભગવાને મોહિનિ જોઇ. એક લટકાવી રાખેલી ખુબસુરત છબીની માફક નહિ, પણ દ્રષ્ટિ આગળ ચમકારો કરી ચાલી જતી વિધ્યુતની માફક જોઇ. આહા! શું તેનું સૌન્દર્ય! મુખકમળની માધુર્યતા, અધર જાણે અમૃતસાગરના કિનારા, આંખમાં નિર્દોષિતા, નિર્મળતા અને ચાંચલ્યતા.

શ્રીપ્રસાદને—એક અપરિચિત ગૃહસ્થને—જોઇ ચંદ્રભાગા લજવાઇ ગઇ. પણ તેથી તો તે વધારે સુંદર લાગી.

ગુલાબના પુષ્પને કોણ ચાહતું નથી? ગુલાબ હોય એટલે તેમાં સુગંધી, કોમળતા હોવીજ જોઇએ. ચંદ્રભાગાને જોઇને શ્રીપ્રસાદે પોતાના હ્રદયમાં પસંદગી આપી દીધી.

શ્રીપ્રસાદની ત્રણ દિવસો પર્યંત એક દેવની માફક બરદાસ્ત કરવામાં આવી અને તેથી શ્રીપ્રસાદને ઘણો સંતોષ થયો. પણ જે કાર્યને માટે શ્રીપ્રસાદનું આગમન થયું હતું તે વાત તો ગુણવં[illegible] સાથે ચરૂજ કરી નહિ.

તપાસ કરતાં શ્રીપ્રસાદને સમજાયું કે ગુણવંતરાયને જે વશીયતનામાના આધારે મ્હોટી રકમનો વારસો પ્રાપ્ત થવાનો હતો, અને જેની આશાએ તે પાંચ હજારની પ્હેરામણી આપવા કબુલ થયો હતો તે વશિયતનામું ગુમ થયું છે. અને તેથી ગુણવંતરાય મહાન મુંઝવણમાં આવી પડયો છે. અને સત્ય વાત કહેતાં શરમાય છે.

શ્રીપ્રસાદ દયાળુ હતો, ઉદાર હતો, બીજાની મુશ્કેલી જોઇ હાસ્ય કરે તેવો નીચ નહતો, પણ દુઃખીને દિલાસો આપે, ભાગ્યાનો ભેરૂ થાય એવો સજ્જન હતો. તેણે વિચાર કર્યો કે "મ્હારે પાંચ હજારનો કાંઈ હિસાબ નથી પણ જો ચંદ્રભાગા મને અંતઃકરણથી ચાહતી હોય તો હું કાંઇપણ લીધા વિના ચંદ્રભાગાને સ્વિકારવા તૈયાર છું" એ પ્રમાણે વિચાર કરીને તેણે ચંદ્રભાગા ઉપર એક પત્ર લખી કહાડયો, અને તેમાં જણાવ્યું કેઃ—

"વર અને કન્યા ઉભયની પરસ્પર પસંદગી પછી થયેલાં લગ્ન સફળ નિવડે છે. એમ મેં પ્રાચીન ઇતિહાસોમાં વાંચ્યું છે, પ્રત્યક્ષ જોયું છે, અને આ પ્રભૂના સંસારમાં અનુભવ્યું છે. પ્રત્યક્ષ દર્શન પછી હું મ્હારી પસંદગી તમને આપી ચુકયો છું, પણ જ્યાં સુધી તમારી ઇચ્છા હું જાણી શકું નહિ, ત્યાં સુધી તમને પ્રાપ્ત કરવાનો મને કાંઇ હક નથી. અર્થાત્ પરસ્પરની પ્રીતિના સંયોગવગરનું લગ્ન હું ઇચ્છતો નથી. હીંદુ સંસારમાં માતાપિતા પુત્રિની અંતરેચ્છા જાણવાની ઇચ્છા કરતાં નથી, અને પુત્રીને જ્યાં આપવામાં આવે ત્યાં તેણે એક ગાયની માફક દોરાવું જોઇએ એવું તેઓ માને છે, અને લજ્જાશીલ આર્યબાળાઓ માતાપિતાની આજ્ઞાનું પાલન કરવા પોતાના હૃદયનો ઘાત કરી પોતાનું બળીદાન આપે છે. પણ હું તેવું બળિદાન ઇચ્છતો નથી પણ વિશુદ્ધ પ્રેમ ઇચ્છું છું. તમારો મારા પ્રતિ પ્રેમ ન હોય તો હું આ પત્રનો ઉત્તર મળવાનો પણ હક ધારણ કરી શકું નહિ તોપછી તમને પોતાને પ્રાપ્ત કરવાની તો ઇચ્છા પણ કેમ કરી શકું? તમારા પિતાએ પાંચ હજારની પ્હેરામણી આપવા સ્વિકાર્યું હતું પણ હવે તેઓ તેવી સ્થીતિમાં નથી એમ મેં સાંભળ્યું છે પણ હું તેમની તે મુંઝવણ ટાળવાને તત્પર છું. કેમકે પ્રેમ એ વસ્તુ અમુલ્ય છે, અને તેથી દ્રવ્ય વડે તેની કિંમત થઇ શકતી નથી. જેમ કન્યાવિક્રયનો રીવાજ ધીક્કારવા

યોગ્ય છે તેમ વરવિક્રયનો રીવાજ પણ ધીઃકારવા યોગ્ય છે એમ હું માનું છું. સ્ત્રી રત્નની ખરી કિંમત હું સમજું છું. અને જ્યાં નારીઓનું સન્માન થાય છે ત્યાં દેવતાઓ રમણ કરે છે એ સિદ્ધાન્તને સ્વિકારનારો છું તેથી દ્રવ્યના લોભ વિના હું તમારા જેવું રત્ન પ્રાપ્ત કરતાં વધારે ખુશી થઇશ. માટે જો તમે અંતઃકરણથી ખુશી હોઓ તો વેળાસર તમારી હ્રદયેચ્છા વ્યક્ત કરશો. ઉત્તર નાહ મળ્યાથી હું એમ માનીશ કે તમારા હ્રદયનો પ્રેમ મ્હારા પ્રતિ નથી. તે છતાં હું નિરંતર તમારૂં કલ્યાણ ઇચ્છીશ."

આ પ્રમાણેનો પત્ર લખી શ્રીપ્રસાદે તે પત્ર પોતાના એક નોકરદ્વારાએ ચંદ્રભાગાને ગુપ્તરીતયે હાથોહાથ પહોચાડયો."

બીજે દિવસે શ્રીપ્રસાદે ઘેર જવાની તૈયારી કરી. ગુણવંતરાયે દીનમુદ્રાથી કહ્યું કે,–"મ્હારા મામાના સ્વર્ગવાસને લીધે શુભ કાર્ય કરવાનું હાલ મુલતવી રાખ્યું છે માટે હું ફરી પત્ર લખું ત્યારે પધારી સેવકને આભારી કરશો."

શ્રીપ્રસાદે ગર્ભીત ઉત્તર આપી વિદાયગીરી માગી અને ઘેર ગયા. ઘેર ગયા પછી ઘણા દિવસો પર્યંત ચંદ્રભાગાના ઉત્તરની માર્ગપ્રતિક્ષા કરી. પણ જ્યારે ઉત્તર પ્રાપ્ત થયો નહિ ત્યારે તેણે એમ માની લીધું કે ચંદ્રભાગા તેને અંતઃકરણથી ચાહતી નથી.

ચંદ્રભાગાને પત્ર પહોંચ્યો હતો એ વાર્તા સત્ય હતી પણ તે પત્ર વાંચવાનું તેનામાં સામર્થ્ય નહતું. ચંદ્રભાગા અભણ હતી એજ તેનું કમનસીબ હતું. એ પત્ર શ્રીપ્રસાદનો હોવો જોઇએ એટલુંતો તે સમજી હતી. પણ એક મર્યાદશીલ બાળા એ છુપો પત્ર અન્ય વ્યક્તિને કેમ વંચાવી શકે? કોણ જાણે તેમાં બીજાને ન જાણવા યોગ્ય પણ લખ્યું હોય? જે ભવિષ્યમાં પોતાનો પતિ થવાનો સંભવ હોય અને કદાચ તેણે પ્રેમની પંક્તીઓ લખવાની છુટ લીધી હોય તો તેવો પત્ર પિતાને પણ કેમ વંચાવી શકાય?

ચંદ્રભાગાએ તે પત્ર પોતાની પાસે સાચવી રાખ્યો. તેણે એવો નિશ્ચય કર્યો કે હું અભણ છું એ વાત તેમના જાણવામાં હોત તો તેઓ આવો પત્ર લખતજ નહીં. અરે! હું અભણ છું એમ તેમણે જાણ્યું હોત તો તેઓ અહીં સુધી આવતજ નાહ. હું એક પશુ છું અને તેથી મનુષ્યને પરણવા યોગ્યજ નથી. તે

છતાં તેમની સાથે મ્હારૂં લગ્ન થશે તો હું આ પત્ર તેમનીજ પાસે વંચાવીશ.” આ પ્રમાણે નિશ્ચય કરીને તેણે તે પત્ર પોતાની પાસે સાચવી રાખ્યો. પણ એક માસ પછી ચંદ્રભાગાએ અને તેના પિતા ગુણવંતરાયે ઘણી દિલગીરી વચ્ચે સાંભળ્યું કે શ્રીપ્રસાદનું અન્ય સ્થળે લગ્ન થયું છે અને પોતાની પુત્રી એક શ્રીમંતના ઘરની રાણી થવાની ભાવનાઓ નષ્ટ પામી છે.

હવે ચંદ્રભાગાને શ્રીપ્રસાદનો પત્ર જાળવી રાખવાની જરૂર શી? તેણે તત્કાળ તે પત્ર જ્યાં મૂકયો હતો ત્યાંથી સોધી કહાડયો અને તેને ફાડી નાખવાનો વિચાર કર્યો પણ તેજ વખતે તેના સ્મરણમાં આવ્યું કે કદાચ હું ધારૂં છું તે પત્રના બદલે બીજોજ પત્ર ફાટી જાય તો વળી કંઇક ઉલ્કાપાત થઇ જાય. એમ વિચારી તેણે તે પત્ર તુર્તને માટે પોતાની પાસે રાખ્યો.

બીજે દિવસે ચંદ્રભાગાની પથારીમાંથી ગુણવંતરાયને એ પત્ર મળી આવ્યો. “વશિયતનામું તો નહિ હોય?” એવી ભાવના સાથે તે પત્ર ગુણવંતરાયે હાથમાં લીધો અને તે વાંચી જોયો ત્યારે તેણે એમ જાણ્યું કે ચંદ્રભાગા જો શ્રીપ્રસાદને અંતઃકરણથી ચાહતી હોય તો વિના મ્હેરામણીએ લગ્ન કરવાનું શ્રીપ્રસાદે ચંદ્રભાગાને વચન આપ્યું હતું, પણ ચંદ્રભાગાએ તે પત્રનો ઉત્તર નહિ આપ્યાથી તેણે અન્ય સ્થળે લગ્ન કર્યું હતું. ગુણવંતરાયના શોકની પરિસીમા થઇ. તેણે ચંદ્રભાગાને બોલાવી પ્રશ્ન કર્યો કે,–“ચંદ્રભાગા! આ પત્ર ત્હારી પથારીમાં ક્યાંથી?

ચંદ્રભાગા લજવાઈ ગઇ. કાંઇ ઉત્તર આપી શકી નહિ.

ગુણવંતરાયે પુનઃ પૂછ્યું–“ અરે! કમનસીબ છોકરી! આ પત્ર તેં મને કેમ બતાવ્યો નહીં?

ચંદ્રભાગા દીનમુદ્રાથી નીચું જોઈ રહી. તેની મુખમુદ્રાપર લજ્જાનું વાદળ હતું. ગુણવંતરાય સ્પષ્ટ સમજ્યો કે તેણે શરમને લીધે તે પત્ર બતાવ્યો ન હતો.

વળી તેણે પૂછ્યું,–“ચંદ્રભાગા! તેં આ પત્ર કોઇને પણ વંચાવ્યો હતો?

ચંદ્રભાગાએ માથું હલાવી ઉત્તર આપ્યો,–“ના.

–“ આ પત્રમાં શું લખ્યું છે તે તું જાણે છે?” ગુણવંતરાયે પ્રશ્ન કર્યો.

ચંદ્રભાગાએ નકારમાં ઉત્તર આપ્યો.

“ચંદ્રભાગા ! જો મેં તને ભણાવી હોત તો આજે ત્હારી માતા હયાત હોત, હું મ્હોટો શ્રીમંત હોત, અને તું એક શ્રીમંતના ઘરની રાણી હોત. જો સાંભળ. આ પત્ર ઉપરથી સ્પષ્ટ જણાય છે કે શ્રીપ્રસાદ ત્હારૂં સૌન્દર્ય જોઇ મોહ પામ્યો હતો, પ્હેરામણીમાં એક પૈસો માગ્યા વિના ત્હારી સાથે લગ્ન કરવા તે તત્પર થયો હતો. માત્ર તેણે ત્હારી સંમતી પૂછી હતી અને જો તું ઉત્તર લખે તો તે પરણવા તૈયાર હતો, પણ તેં ઉત્તર ન લખ્યો તેથી તેણે નિરાશ થઇ અન્ય સ્થળે લગ્ન કર્યું હતું.”

માત્ર નિરક્ષરતાને લીધે થયેલી હાનીનું એકત્ર વર્ણન સાંભળી ચંદ્રભાગા દીવાના જેવી બની ગઇ અને તેથી ગુણવંતરાયને આશ્વાસન આપવાની ફરજ પડી.—“દીકરી એમાં ત્હારો કંઇ અપરાધ નથી, અપરાધ મ્હારો પોતાનોજ છે કે મેં તને અભણ રાખી છે અને તેના અધમ ફળ હું અને તું ઉભય ભોગવીએ છીએ.

## પ્રકરણ ૯ મું.

દિવસ પછી દિવસ આવે તેને કોણ રોકી શકે છે? ચંદ્રભાગા હવેતો ઘણીજ મ્હોટી થઇ. તેનાં અંગ પ્રત્યંગ ખીલી ગયાં. હવે તો ગુણવંતરાયની ઘેર ઘેર અપકીર્તિ થવા માંડી તેથી ગુણવંતરાયને અધિક ચીંતા ઉત્પન્ન થવા લાગી.

હનુમંતપ્રસાદે હજુ પણ પ્રયત્ન છોડી દીધો ન હતો, પણ હનુમંતપ્રસાદનું નામ સાંભળતાંજ ગુણવંતરાય ધ્રુજતો હતો. તેણે મ્હારૂં સર્વસ્વ લુંટી લીધું છે. તેણેજ મને ભીખ માગતો કર્યો છે. મ્હારી દીકરીને ગામડામાં નાખીશ, ગરીબમાં ગરીબ હશે તેને આપીશ પણ હનુમંતપ્રસાદ જેવા એક દુષ્ટ અને સ્વાર્થી મનુષ્યને મ્હારી કન્યા નહિજ આપું એવો ગુણવંતરાયે નિશ્ચય કર્યો હતો.

ગુણવંતરાય પુત્રીને માટે સારા વરની સોધમાં હતો તે દરમ્યાન કોલેજમાં ભણતા પોતાના પુત્ર શંકરપ્રસાદ તરફથ પિતાને એક પત્ર મળ્યો. “શિવપ્રસાદ નામના એક કુળવાન ગૃહસ્થ કે જેઓ [illegible] ણુ [illegible] માં સારી [illegible] નોકરી કરે છે તેઓ સ્વભાવે સુશીલ અને વિદ્વાન છે તેમનો મને પરિચય છે. મારી

માન્યતા પ્રમાણે ચંદ્રભાગાને માટે તેઓ બધી રીતે લાયક છે માટે જો આપની આજ્ઞા હોય તો હું તેમની સાથે પત્રવ્યવહાર ચલાવું. ”

પીતાએ પુત્રને આજ્ઞા આપી અને પુત્રના પત્રવ્યવહારો પછી રવીપ્રસાદે ઘટતી તપાસ કરી શંકરપ્રસાદની માગણી સ્વીકારી. લગ્નનો દિવસ મુકરર કરવામાં આવ્યો. અને મધ્યમ પ્રકારની ધામધુમથી ચંદ્રભાગાનું રવીપ્રસાદની સાથે લગ્ન કરવામાં આવ્યું.

રવિપ્રસાદ એક વિદ્વાન ગૃહસ્થ હતો. સાહિત્ય પ્રત્યે તેને પ્રીતિ હતી, તે હંમેશાં સારાં સારાં પુસ્તકોનું અધ્યયન કરતો અને ઉન્નત માર્ગે પોતાનું જીવન વ્યતિત કરતો હતો. શંકરપ્રસાદની સાથે તેને ઘણાં વર્ષોથી પ્રીતિ હતી અને આ સંબંધથી તેમાં વૃદ્ધિ થઇ હતી.

રવિપ્રસાદ જેવા એક સુશીલ જમાઇ પ્રાપ્ત કરવા માટે સગાસંબંધી ગુણવંતરાયને ધન્યવાદ આપતાં અને ચંદ્રભાગાને ભાગ્યશાળી માનતાં હતાં.

રવિપ્રસાદની સ્તુતિ સાંભળી ચંદ્રભાગાં ફુલાઇ જતી હતી ને પ્રભુનો ઉપકાર માનતી હતી અને પોતાના હૃદયમાં નવા નવા કિલ્લાઓ રચતી હતી. હું મ્હારા પતિને પ્રભૂ માની તેમનું પૂજન કરીશ, તેમની ભક્તિનેજ હું મારો ધર્મ માનીશ, વયમાં આવેલી ચંદ્રભાગા આશાનાં નવાં હીંચોળે હિંચવા લાગી. સારૂં મહુર્ત જોઇ ગુણવંતરાયે ચંદ્રભાગાને સાસરે વળાવી.

ચંદ્રભાગા ઉમંગથી સાસરે આવી સ્વામિને વ્હાલથી ભેટી. પ્રિયાનું પ્રફુલીત મુખકમળ જોઇ પ્રિયતમને આનંદ થયો. પ્રિયાની મધુર વાણી શ્રવણ કરી પતિના કર્ણમાં અમૃત રેડાયું. વ્હાલીની વિનયતા જોઈ ભરથાર પોતાને ભાગ્યશાળિ માનવા લાગ્યો, સુંદરીના સદ્ગુણો દ્રષ્ટિગોચર કરી સ્વામિના હૃદયમાં જાણે સોનાનો સુવર્ણ ઉગ્યો. જાણે હું દુષ્યંત અને આ શકુંતલા, જાણે હું પુરૂરવા અને આ ઉર્વશી, જાણે આ ચંદ્રાપિડ અને આ મહાશ્વેતા અને જાણે હું માધવ અને આ માલતી. પ્રિયાને જોઈ પ્રિયતમ આ જગતને ભૂલી ગયો. હૃદયમાં ઉભરાતો હર્ષ શબ્દો વડે વ્યક્ત કરી શકયો નહિ પણ જેમ મહાશ્વેતાને ચંદ્રાપીડ ચાહતો હતો તેમ હું મ્હારી હૃદયેશ્વરીને સાચા હૃદયથી ચાહું

છું. એમ પોતાની પ્રિયતમાને સમજાવવા તેણે બાણ વિરચિત કાદંબરીનું પુસ્તક પ્રાણેશ્વરીના કરકમળમાં મૂક્યું.

બિચારી ભોળી, અને અવિદ્યાના પાસમાં અંધ રહેલી ચંદ્રભાગા પોતાના ભરથારના હેતુને સમજી શકી નહિ. પોતાના વ્હાલા ભરથારે ઘણા પ્યારથી આપેલું સોનેરી પુસ્તક તેને તોપના ધગધગતા ગોળા કરતાં પણ વધારે પીડાકારક લાગ્યું, તેને ઉભીને ઉભી સળગાવી દેનાર જ્વાળામુખી પર્વત જેવું લાગ્યું.

જે તરૂણી એક પળ પહેલાં હર્ષના હીંચોળે હીંચતી હતી. જે યુવતિ એક ક્ષણ પહેલાં સ્વર્ગીય પ્રેમનું અમૃત ચાખતી હતી, અને જે નવોઢા એક ઘડી પહેલાં આનંદના ફુવારા ઉડાવતી હતી તે એક ક્ષણમાંજ દુઃખના ડુંગર નીચે દબાઇ ગઇ, શરમના સમુદ્ર વચ્ચે ડુબી ગઇ, મુખમુદ્રા ઉપરનો ઉજ્વળ પ્રકાશ એક ક્ષણમાં અસ્ત પામ્યો, અને તે ઉપર શ્યામરાત્રીનો પડદો પથરાઇ ગયો.

પ્રિયાની ઉક્ત હાલત જોઇ, ભરથાર આશ્ચર્ય ચકિત થયો અને વિચારવા લાગ્યો કે પ્રિયાને એકાએક શું થયું ?

---

## પ્રકરણ ૧૦ મું.

---

ચંદ્રભાગાની મુખમુદ્રાપર શરમનું વાદળ છાઇ ગયું તેનું મુખ્ય કારણ એકજ હતું, અને તે એકે પોતે અભણ હતી, અને હું અભણ છું એમ સ્વામીને કહેતાં તે શરમાતી હતી. પ્રાણનાથે ઘણા પ્યારથી આપેલી ભેટ, અપાત્રને દાન દેવા સમાન નીવડી તે માટે પશ્ચાતાપ કરતી હતી. અરે ! હું અભણ છું એવું પતિને જાણ થતાં, હું તેમની દ્રષ્ટિમાં કેવી તુચ્છ લેખાઇશ, તે માટે ઘણા તર્ક વિતર્કો કરતી હતી અને એવાં કારણોને લઇનેજ તે હાલ દુઃખના બોજા નીચે દબાયેલી પ્રતીત થતી હતી.

*　　　*　　　*

" સ્વામી ! હું અજ્ઞાન છું, અભણ છું, અને તેટલા માટે આપને ભારરૂપ છું. "

" મ્હારી પ્રાણાધાર ! તું જેવી છે તેવી પણ મ્હારીજ છે. "

" સ્વામી ! આપના પ્રેમનો હીરો એક મર્કટના ગળે બંધાયો છે. આપનું સ્નેહપુષ્પ ગંધાતા કિચડમાં રોપાયેલું છે, તે છતાં પણ આપ મ્હારો સ્વિકાર કરશો ? "

"મધુરી ! મેં હારો સ્વિકારતો ક્યારનોએ કર્યો છે. તું હારાં હૃદયથી ભલે તને હલકી માને પણ હું તો એક ચક્રવર્તીના સામ્રાજ્ય કરતાં પણ તને અધીક માનું છું. સુંદરી ! મોતીના મુલ્યની ખબર મોતીને ન હોય, ગુલાબના પુષ્પની સુગંધ ગુલાબ-ને ન હોય, તું મ્હારા ભાગ્યની દેવી છે ! મ્હારા પ્રેમની મૂર્તિ છે અને મ્હારા હૃદયની અધિષ્ટાતા છે. તું વિદ્યાવિભુષિત નથી પણ સદ્ગુણ વિભુષિત છે તેનાથી મને સંતોષ છે. હું તને ખરા અંતઃકરણની ચાહું છું, અને જીંદગી પર્યંત ચાહિશ, માટે વ્હાલી ! હવે હારા હૃદયને દુભવિશ નહિ, બળાપો કરીશ નહિ. શાન્ત થા, અને આનંદમાં સમય વ્યતિત કર."

નાથ ! પારસમણીના સંગથી લોહ સૂવર્ણ બને છે, ત્યારે શું વિદ્વાન પતિને પામ્યા પછી પણ હું વિદ્યાવિભુષિત નહિ થાઉ ?

અવશ્ય થઈશ મ્હારી હૃદયેશ્વરી ! વિદ્યાવિભુષિત થવાની હારા હૃદયમાં આવી તીવ્ર ઉત્કંઠા જન્મ પામી છે; એ વિદ્યાવિભુષિત થવાનું પ્રથમ ચિન્હજ છે. પરમાત્મા હારી તે ઇચ્છા બર આણશે.

પણ પ્રભુ ! તે દિવસ કયારે આવશે કે જયારે વિદ્યાને લગતી બાબતોમાં હું તમારી સાથે રસ લેતી થઇશ, જે પ્રિય પુસ્તક આપે ભેટ આપ્યું છે, તે હું મ્હારી જાતે વાંચી શકીશ. મ્હારા હૃદયના ઉમળકા સ્વહસ્તે પત્રદ્વારા આપને લખી શકીશ અને આપના પ્રેમાળ પત્રને મ્હારા પોતાના જ્ઞાનથી વાંચી મ્હારા હૃદયને તૃપ્ત કરી શકીશ !

"આહા ! જે સમયે સ્ત્રી કેળવણીનું પ્રમાણ સેંકડે એક ટકાનું પણ નથી, અને જેના લીધે ભારતવર્ષની ઉન્નતિનો પાયો ઘણો કાચો છે તેજ સમયે હું ભારતવર્ષની એક દેવીના મુખમાંથી, વિદ્યાવિભુષિત થવાની તીવ્ર લાગણીવાળા શબ્દો શ્રવણ કરૂં છું તેથી મ્હારૂં હૃદય હર્ષથી ફુલાઇ જાય છે.

"શું સોએ નવાણું સ્ત્રીઓ મ્હારા જેવી વિદ્યાથી બે-નશીબ છે ?"

"હા ! સ્ત્રીઓ તો શું પણ કેટલેક સ્થળે પુરૂષો સોએ સો ટકા અજ્ઞાન છે. ગુજરાતનાં સાડી પચ્ચીસ હજાર ગામડાંમાંથી સોલ હજાર ગામડાંમા એક પણ નિશાળજ નથી; અને તેમાં આશ્ચર્ય પામવા જેવું કાંઇજ નથી, ભારતવર્ષનાં સંતાન સ્ત્રી કેળવણીનું મહત્વ હજી સમજ્યાંજ નથી અને જેઓ પોતાની

કન્યાઓને કેળવણી આપવાની અગત્ય સમજ્યા છે, તેમને માટે સાધન અપુરતાં છે. હજીતો છોકરાઓની કેળવણી માટે પણ પ્રત્યેક ગામમાં એક શાળા હોયજ એવી સ્થીતિમાં આ દેશ મુકાયો નથી. ત્યાં પછી પ્રત્યેક ગામમાં કન્યાઓને માટે શાળા સ્થાપવાની તો વાતજ ક્યાં કરવાની રહી! દ્રષ્ટાંત તરીકે તું આ ગામનીજ તરફ એકવાર દ્રષ્ટિ કર; તે કેવું કમનસીબ છે ? આ ગામમાં મુખ્ય વસ્તી કૃષિકારોની છે અને તેઓ તમામ અજ્ઞાત છે. હું પણ મ્હારા મોસાળમાં રહીને કંઇક સાક્ષર થયો છું. જ્યાં પુરૂષોને માટે આવી સ્થીતિ હોય પછી સ્ત્રીઓ અભણ હોય તેનું તો પુછવુંજ શું ? ''

" નાથ ! ત્યારે આવી સ્થીતિમાં દેશ મુકાયાને માટે જવાબદાર કોણ છે ? ''

" રાજા અને પ્રજા ઉભય '' કેળવણીના વિષયમાં અન્યદેશો કરતાં આ દેશમાં ઘણુંજ ઓછું દ્રવ્ય ખર્ચાય છે. દાખલા તરીકે યુનાઇટેડ સ્ટેટસમાં કેળવણી પાછળ માથા દીઠ સરેરાશ રૂ. ૧૨–૮–૦ ખર્ચ થાય છે. ઇંગ્લાંડ અને વેલ્સમાં રૂ. ૭–૮–૦ ખર્ચ કરવામાં આવે છે અને હિંદમાં ફકત રૂ. ૦–૧–૯ ખર્ચ કરવામાં આવે છે. બીજી તરફ પ્રભુની કૃપાથી જે શ્રીમંતોને અઢળક દ્રવ્ય પ્રાપ્ત થયું છે તેઓ દ્રવ્ય પ્રાપ્ત કરવા માટે પોતાની બુદ્ધિ જેટલી ખર્ચ કરી શકે છે તેટલી બુદ્ધિ દ્રવ્યનો વ્યય કરવા માટે તેઓ ખર્ચી શકતા નથી. પ્રથમતો તેઓ પોતાના સ્વાર્થ માટેજ પોતાના દ્રવ્યનો ઉપયોગ કરે છે, અને કદાચ કોઇ પરમાર્થ કરવા તરફ પ્રેરાય છે તો, તેઓ જ્યાં એક પણ કુવો ન હોય ત્યાં જળાશય બંધાવવાને બદલે જ્યાં સેંકડો જળાશય હોય ત્યાંજ કુવા બંધાવે છે; ભુખે મરતા અનાથોને અન્ન આપવાને બદલે, જેઓ ખાતાપિતા છે તેમને ન્યાલ કરે છે. જ્યાં એક પણ શાળા નથી ત્યાં વિદ્યાદાન આપવાને બદલે જ્યાં તેવાં સાધનો મોજૂદ હોય ત્યાંજ નવી શાળાઓ ઉઘાડે છે. કહેવાનું તાત્પર્ય કે શ્રીમંતોના દ્રવ્યનો પ્રવાહ જે તરફ વહેવો જોઇએ તે તરફ વહેતો નથી, અને ભારતવર્ષની તેમાં પણ મુખ્યત્વે સ્ત્રીઓની દુર્દશા હોવાનું મુખ્ય કારણ એ છે. ''

" ચંદ્રભાગાએ પૂછ્યું; " નાથ ! અનાદિ કાળથીજ સ્ત્રીઓની આવી દુર્દશા હશે કે ? ''

" નહિ, જે સમયે ભારતનો ગૌરવ સૂર્ય પૂર્ણ કળાથી પ્રકાશતો હતો તે વખતે ભારત મહિલાઓ વિદ્યાવિભુષિત હતી. ગાર્ગી અને મૈત્રી વગેરે ઘણી સ્ત્રીઓ વેદ વિદ્યામાં પારંગત હતી. ગણીત શાસ્ત્રમાં લીલાવતીએ અપૂર્વ નામના મેળવી હતી. વળી સીતા, દમયંતી, સુકન્યા સાવિત્રી, તારામતી, લોપામુદ્રા ઇત્યાદિ અનેક સન્નારીઓ સુશિક્ષિત હોવાના કારણથી સતિત્વ પદને પામી હતી. પ્રિયાંગના, એ સતી સ્ત્રીઓનો સ્વર્ગવાસ હજારો વર્ષ પૂર્વે થયેલો છતાં, આજે પણ તેઓ કીર્તીદેહે આ લોકમાં અમર થયેલી છે, અને હું હીંમતથી એમ કહી શકું છું કેઃ સ્ત્રી કેળવણીનું પ્રાબલ્ય હિંદમાંથી ઘટવા પામ્યું ન હોતતો, ભારતવર્ષના સંતાનો આજે આવી અધોગતીમાં ભાગ્યેજ હોત ! બલ્કે આગળ વધતા જમાનાની સાથે બીજા દેશોની સરખામણીમાં તેઓ દોડી શક્યાં હોત ! આગળ વધી શક્યાં હોત, અને જે દેશ એક વખતે સર્વદેશોમાં શીરોમણી ગણાતો હતો, સર્વ દેશોનો ગુરૂ ગણાતો હતો, તે દેશને અન્ય દેશો પોતાની પંક્તીમાં બેસવાને નાલાયક ગણે છે. અરે ! ભારત સંતાનોતો ગુલામગીરી કરવાનેજ સરજાયેલાં છે એમ માને છે, એવી અપમાનિત સ્થીતિ પ્રાપ્ત થાત નહિ, અરે ! એવો એક શબ્દ પણ ઉચ્ચારી શકત નહિ. પણ અસ્તોદયના નિયમ પ્રમાણે આપણા ભાગ્યમાં પડતીના દિવસો દેખવાનું નિર્માણ થયેલું હતું. અને તે પ્રમાણે બન્યું."

ચંદ્રભાગાએ પૂછ્યુંઃ " ત્યારે શું નાથ ! આપણો પુનઃ ઉદય નહિજ થાય ? "

સ્વામીએ ઉત્તર આપ્યોઃ " અરે અરૂણોદય તો ક્યારનોએ થઇ ચુક્યો છે, હવે તો માત્ર પ્રગતિનું પ્રમાણ વધારવુંજ બાકી છે. સો કોશની મુસાફરી કરનાર દસ મુસાફરોમાંથી જે મુસાફર સૌથી પછાત હોય તે જ્યારે ઝડપથી ચાલવાનું શરૂ કરે ત્યારેજ આગળ વધેલા મુસાફરોને પહોંચી શકે, પરંતુ કમનસીબે આપણી આટલી અધોગતિ થયા છતાં આગળ મનુષ્યોની માફક આપણે પ્રગતિ કરી રહ્યાં છીએ અને તેનું મુખ્ય કારણ એ છે કે માતાઓએ કેળવાયેલી નથી, અને તેથી સંતાનોને ગર્ભમાંથી કેળવણી પ્રાપ્ત થતી નથી."

ચંદ્રભાગાએ કહ્યુંઃ " ઓહો ! આપણે તો વાતમાંને વાતમાં

વિચાર અશ્વોને ઘણે દુર દોડાવી મૂક્યાને શું? ભોજનનો સમય વીતી ગયો તેનું પણ સ્મરણ રહ્યું નહિ."

સ્વામીએ અનુમોદન આપતાં કહ્યું, હા, ચાલો, પણ આજે આપણે ઘણા ઉપયોગી વિષયપર ચર્ચા કરી. વિદ્યાને લગતા વિષયો મને ઘણાજ રસીક લાગે છે. વિદ્યાવિલાસી મનુષ્યોતો તેના રસમાં પડયા પછી ખાવાનું પણ ઘણી વખતે ભૂલી જાય છે.

ચંદ્રભાગાએ શોકાતુર થઈ કહ્યું: "હા, નાથ! મ્હારા પ્રારબ્ધમાં પણ જો વિદ્યા સરજાયેલી હોત તો હું તો ફુરસદનો સઘળો સમય વિદ્યારૂપી તરૂવરનાં મધુર ફળ ચાખવામાં વ્યતિત કરત."

---

## પ્રકરણ ૧૧ મું.

---

ચંદ્રભાગા, અને તેનો સ્વામિ ભોજન શાળામાં ગયા. ગંગાએ રસોઇ તૈયાર રાખી હતી. દંપતિએ ઇચ્છાનુસાર આહાર કરી લીધો. ચંદ્રભાગાના હૃદયમાં હજી તેજ ચિંતવન થતું હતું. સ્વામિના ઉપદેશનુંજ મનન થતું હતું. સ્વામિએ જે સતિ સ્ત્રીઓની નામાવળી કહી સંભળાવી, તેવું સતિત્વ શું અર્વાચિન સ્ત્રીઓ પ્રાપ્ત કરી શકે નહિ? અને ભાવિ ઇતિહાસનાં પૃષ્ટ પોતાનાં સોનેરી નામથી અલંકૃત કરી શકે નહિ?

ચંદ્રભાગાના સ્વામિએ પોતાની પ્રિયાને વિચારગ્રસ્ત જોઇ પૂછ્યું: "પ્રિયતમા! શું હજી પણ તમારા હૃદયમાં વિચાર પરંપરા ચાલી રહી છે?"

હા, પ્રભુ! મ્હારા હૃદયમાં એવો પ્રશ્ન ઉત્પન્ન થયો છે કે આપે જે સતી સ્ત્રીઓનાં નામ કહી સંભળાવ્યાં તેવી સ્ત્રીઓ ભાવિના ગર્ભમાં ઉત્પન્ન થવી શું શકય નથી?

"શા માટે નહિ! પ્રત્યેક મનુષ્ય પોતે પોતાને ઘડી શકે છે. પ્રત્યેક મનુષ્ય પોતાને માટે ઉત્તમ સ્વર્ગ પણ રચી શકે છે, અને નર્કસ્થાન પણ રચી શકે છે, અને તેટલા માટે જો કદાચ ત્હારા હૃદયમાં ઉચ્ચ ભાવનાઓ પ્રદિપ્ત થાય, અને તે ભાવનાઓની સીદ્ધી અર્થે દૃઢ સંકલ્પ કરી નિશ્ચયાત્મક બુદ્ધિથી પ્રયત્ન આરંભવામાં આવે તો તું પોતે પણ નામાંકિત આર્યમહિલાનું પદ પ્રાપ્ત કરી શકે."

"પણ તેવી સ્થીતિ પ્રાપ્ત કરવાનું પહેલું પગથીયું કયું ?"

"વિદ્યાવિભુષિત થવું, પૂર્વે થઈ ગયેલ સતી સ્ત્રીઓનાં ચારિત્રનું મનન કરવું, અને તેમના ઉત્તમ સદ્ગુણોનું હૃદયમાં અવલંબન કરવું અને તેજ પ્રમાણેનું આચરણ રાખવું."

"પ્રત્યેક વિષયના પ્રારંભમાં વિદ્યાવિભુષિત થવાનો પ્રશ્ન પહેલોજ આવીને ઉભો રહે છે, અને મ્હારામાંતો તેનું નામ નિશાન પણ નથી. ત્યારે હવે મ્હારે વિદ્યાવિભુષિત શી રીતે થવું તેનો કાંઇ ઉપાય બતાવશો ?"

"પ્રિયવંદા ! વિદ્યાવિભુષિત થવાની ત્હારા હૃદયમાં જે સમયથી અભિલાષા જન્મ પામી છે તેજ સમયથી હું તે સંબંધી વિચાર કરૂં છું, પણ કમનસીબે આપણા ગામમાં એવો એક પણ સુશિક્ષિત નથી કે જે તને વિદ્યાવિભુષિત કરી શકે."

"ત્યારે નાથ ! શું આપ પોતે મ્હારા માટે એટલો શ્રમ ન લઇ શકો ?" એમ કહેતાંજ ચંદ્રભાગા, પોતાના સ્વામિની કોટે વળગી પડી.

ચંદ્રભાગાને શાન્ત્વન આપતાં તેના સ્વામિએ કહ્યું: "હૃદયેશ્વરી ! તું મ્હારા હૃદયની રાણી છે, ત્હારી કોઈ પણ ઇચ્છા પુરી કરવી એ મ્હારી સૌથી પ્હેલી ફરજ છે, પણ હું પરતંત્ર છું. મ્હારી રજા પુરી થવા આવી છે, અને તેટલા માટે નજીકના દિવસોમાંજ મ્હારે વિદેશ જવું પડશે. પ્રભુની ઇચ્છા હશે તો હું ત્યાં ગયા પછી, મ્હારા શેઠની મરજી સંપાદન કરી નોકરીનું રાજીનામું આપીશ, અને જેમ બનશે તેમ વ્હેલો અહીં આવી અન્ય ઉદ્યોગ પ્રતિ જોડાઇશ, અને ત્હારા હૃદયની ઇચ્છાને તૃપ્ત કરીશ."

"પ્રભુ ! શું મને આપ તજી દઈ ચાલ્યા જશો ?" એમ કહેતાંજ ચંદ્રભાગા ગળગળી થઇ પોતાના સ્વામિના ચરણમાં પડી.

---

## પ્રકરણ ૧૨ મું.

---

ચંદ્રભાગાના સ્વામિનું નામ સ્વીપ્રસાદ હતું. તેની વય ૨૫ વર્ષની હતી. જો કે તે એક ન્હાના ગામડાનો રહેનાર હતો પણ દીર્ઘકાળ મોસાળમાં રહી તેણે શ્રેષ્ટ કેળવણી સંપાદન કરી હતી. તે સારા આચાર વિચારનો સુશિક્ષિત યુવક હતો. તેની અદ્ભુત સાન્દર્યતાએ સમાજરૂપી વાતાવરણમાંથી ઉત્તમ સદ્ગુણોને પોતાની

તરફ આકર્ષી લીધા હતા. તે ધૈર્યશીલ અને હિંમતબાજ હતો. વિદેશ પર્યટન કરવું એવી ઇચ્છા બાલ્યાવસ્થામાંથીજ તેના હૃદયમાં જન્મ પામી હતી, અને ભાગ્યયોગે તેનાથી પરિચિત એક વૃદ્ધ શ્રીમંતે તેનીજ પસંદગી કરી તેને દક્ષિણ આફ્રિકામાંની પેઢી ખાતે એક કલાર્ક તરીકે સાથે લીધો હતો. જ્ઞાનબળ અને બુદ્ધિબળના પ્રતાપે તે ધિમેધિમે મુનિમના પદે પહોંચ્યો હતો. હવેતો દુકાનનો સમગ્ર વહિવટ રવીપ્રસાદના હાથમાંજ આવ્યો હતો. વૃદ્ધ શેઠનો રવીપ્રસાદ ઉપર અપ્રતિમ વિશ્વાસ હતો. પેઢીનો સુત્રધાર અને કર્તાહર્તા એકલો રવીપ્રસાદ હતો. રવીપ્રસાદના હાથમાં પેઢીની લગામ આવ્યા પછી શેઠના ભાગ્યનો વિશેષ ઉદય થયો હતો, અને તેટલા માટે રવીપ્રસાદની કીર્તિ સુગંધી પ્રબળ વેગથી તેની જ્ઞાતિમાં પ્રસરાવા પામી હતી, અને તેના પરિણામે ચંદ્રભાગાની સાથે તેનો સંબંધ જોડાયો હતો. લગ્ન જેવા માંગલિક પ્રસંગે રવીપ્રસાદને પોતાના શેઠે ઘણા આનંદથી રજા આપી હતી, અને વિશેષમાં લગ્નનું તમામ ખર્ચ પેઢીમાંથી આપવાની આજ્ઞા ફરમાવી હતી. વૃદ્ધ શેઠે માત્ર ભલામણ એટલીજ કરી હતી કે, કાર્યની સિદ્ધી થયા પછી જેમ બને તેમ વહેલા આવવું. શેઠની તે આજ્ઞા રવીપ્રસાદે શીરોવંઘ માની હતી અને જરૂર કરતાં વધારે દિવસ નહિ રોકાવાનું સ્વિકાર્યું હતું. રવીપ્રસાદનું લગ્ન ચંદ્રભાગાની સાથે થયું, અને ચંદ્રભાગા સ્વામિગૃહે આવી તેના મધુર શબ્દોથી રવીપ્રસાદે પોતાના કર્ણને પવિત્ર કર્યા, તેના હૃદયનું સ્નેહામૃત ઘણા ભાવથી ચાખી લીધું, તેના ચક્ષુઓના નિર્મળ પ્રકાશનો અનુભવ લીધો, અભયના સ્નેહની સાંકળ ઘણી મજબૂત ગાંઠો વડે ગુંથાઈ ગઇ ત્યારે રવીપ્રસાદના હૃદયમાં એમ થઇ આવ્યું કે એકાદ મહિનાની વધુ રજા તેણે મેળવી હોત તો વધારે સારૂ થાત. વળી જયારે તેણે વિદેશ પર્યટનનું નામ સાંભળતાંજ પોતાની પ્રિયાના હૃદયના ધ્રુરેધ્રુરા થતા દ્રષ્ટિગોચર કર્યા ત્યારે તો તેના અંતઃકરણમાં એવા વિચાર તરંગો જન્મ પામી ગયા કેઃ "ભલે નોકરીનું ગમે તેમ થાઓ પણ હું મ્હારા સ્નેહની સુંદરીને એક પળને માટે પણ મ્હારાથી દુર કરી શકતો નથી." વળી જયારે ચંદ્રભાગાએ વિદેશ પર્યટન ... કરવા માટે પોતાના સ્વામિ પાસે યાચના કરી ત્યારે રવીપ્રસાદના મનોવસ્થામાં એવી ઉર્મી ઉત્પન્ન થઇ કે વિદેશ જઇ

દ્રવ્ય પ્રાપ્ત કરવું તે કરતાંતો પોતાની પ્રિયાને વિદ્યારૂપી દ્રવ્યનું દાન કરવું એ વધારે ઉત્કૃષ્ટ છે. પણ ચંદ્રભાગા પરણીને પહેલે આણે સ્વામિગૃહે આવી હતી માટે લોક વ્યવહારને માન આપી તેને પાછી પિયર વળાવવી જોઇએ. પોતાના વૃદ્ધ શેઠને આપેલું વચન પાળવું જોઇએ. પ્રિયાના પ્રેમમાં ડુબી જઇ વૃદ્ધ શેઠના ઉપકારોને વિસરી જવા ન જોઇએ. એમ તેનું પવિત્ર અંતઃકરણ ગુપ્ત અવાજોથી તેને શિક્ષા આપવા લાગ્યું. જયારે તે અદ્રશ્ય જગતમાં પોતાના વૃદ્ધ શેઠની પ્રતિમાને જોતા ત્યારે તેને એમ થતું કે બસ મ્હારે હવે વિદેશગમન કરવું જ જોઇએ, અને જયારે તે પોતાની પ્રિયાના મુખચંદ્રને જોતા ત્યારે તેને એમ લાગતું કે આ ચંદ્રમાંથી થતી સુધા વૃષ્ટિને શું મ્હારે લાત મારવી જોઇએ? હ્રુદયમાં આ પ્રમાણે થતા સંકલ્પ વિકલ્પનો અંતે અંત આવ્યો, એક તરફ વૃદ્ધ શેઠનો પત્ર આવી પહોંચ્યો કે તમારી ગેરહાજરીથી પેઢીમાં કેટલોક ગોટાળા થવા પામ્યો છે અને મ્હારૂં શરીર અસ્વસ્થ છે માટે આ પત્ર વાંચ્યા પછી તુરત નીકળી તમારી હંમેશની નીમકહલાલીનો વધારે પુરાવો આપશો. બીજી તરફ ચંદ્રભાગાના બંધુનો પત્ર આવ્યો કે "હું મ્હારી બ્હેનને તેડવા માટે આવતી કાલે નીકળી તમારી તરફ આવીશ."

## પ્રકરણ ૧૩ મું.

આવતી કાલે ચંદ્રભાગા પિયર જવાની છે, અને રવીપ્રસાદ નોકરી ઉપર જવાનો છે, એમ કહોકે આ પ્રેમી યુગલ વિભક્ત થવાનું છે. બે સારસ પક્ષીઓનું જોડું વિખુટું પડવાનું છે. ઉભયના હ્રુદય હાલથીજ છીન્નભિન્ન થવા લાગ્યાં છે. ઉભયની મુખ મુદ્રાઓપર ગ્લાની પથરાઇ ગયેલી છે. ચંદ્રભાગાની ચક્ષુઓમાંથી અશ્રુબિન્દુ ટપકી ગાલ પ્રદેશ ઉપર પડવા લાગ્યાં છે, રવિપ્રસાદ પ્રિયાને આશ્વાસન આપે છે. તેનું મુખમંડળ પોતાના હ્રુદય સાથે દબાવી રાખે છે. કેટલોક સમય આશ્વાસન આપવામાં વ્યતિત કર્યા પછી રવિપ્રસાદે પોતાની પ્રિયાને કહ્યું "પ્રેમાળ પ્રિયા! હવે શાન્ત થા. વિયોગથી દંપતિનો પ્રેમ વળી વધારે બળવત્તર બને છે. વિયોગ અશ્રુના સિંચનથી પ્રેમનું વૃક્ષ એકદમ

ફાલી નીકળે છે, માટે ધૈર્ય ધારણ કરી નિશ્ચિંત રહો. આવતી વિજયાદશમીને દિવસે હું અવશ્ય પાછો આવીશ."

"પ્રભુ! પણ એટલો બધો સમય હું ભાગ્યેજ મારૂં જીવિત ધારણ કરી શકીશ." ચંદ્રભાગાએ ગદગદ સ્વરે જવાબ આપ્યો.

સમય પાણીના પુરની પેઠે વહિ જાય છે. સમયને જતાં કાંઇ વિલંબ લાગતો નથી, જોતજોતામાં જમાનાઓ વીતી જાય છે ત્યારે વિજયાદશમીને આવતાં કેટલી વાર? વિજયાદશમીનો દિવસ વિદ્યુતના વેગે દોડતો આપણી સામેજ આવે છે. માટે વૃથા શોક કરવો છોડી દે.

ચંદ્રભાગાએ કહ્યું: "નાથ! હું આપની સાથે આવીશ. આપનાથી એક પળને માટે પણ હું વિખુટી પડીશ નહિ."

રવિપ્રસાદે કહ્યું: "નહિ, એ આપણું પ્રેમઘેલાપણું ગણાય અને વ્યવહારથી વિરૂદ્ધ ગણાય આ વખતેતો તમારે તમારા પિયર જવુંજ જોઇએ."

ચંદ્રભાગાએ કહ્યું: "આપની આજ્ઞા હું શીરોવંધ માનું છું પણ નાથ! મને વિસરી જશો નહિ. વિજયાદશમીનો દિવસ ભૂલી જશો નહિ."

રવિપ્રસાદે ઉત્તર આપ્યો: "હું મ્હારા આત્માને વિસરી જાઉંતોજ તમને વિસરી જાઉં. હું મ્હારી ખુશીના ખબર પત્રદ્વારાએ તમને જણાવતો રહીશ."

ચંદ્રભાગાએ પુનઃ નિશ્વાસ નાંખ્યો, "ઓ પ્રભુ! પણ આપનો પત્ર વાંચવા જેવું પ્રારબ્ધ મને ક્યારે પ્રાપ્ત થયું છે? અરે જો તેમ હોત તો પત્રદ્વારાએ હું મ્હારા પ્રેમનાં ઝરણાં વહાવી શકત. પિયુના પ્રેમ સાગરને પત્રદ્વારા મંગાવી તેમાં સ્નાન કરી શકત. અરે પત્રદ્વારાએ તો હું પ્રેમનો પરિમલ અહીંથી છેક આપના હૃદય મંદિર પર્યંત પહોંચાડી શકત, ઘણું આશ્વાસન મેળવી શકત."

ચંદ્રભાગાથી એક શબ્દ પણ બોલાયો નહિ. દુઃખ ભારથી તેનું હૃદય દબાઇ ગયું.

## પ્રકરણ ૧૪ મું.

ચંદ્રભાગાને તેડવા માટે શંકરપ્રસાદનું આગમન થયું હતું. શંકરપ્રસાદના આગમનથી રવીપ્રસાદને ઘણો આનંદ થયો હતો. ઉભય વચ્ચે રાત્રિ અને દિવસ જ્ઞાનગોષ્ઠી ચાલ્યાજ કરતી હતી. અને ઉભયને તેવી વાતોમાં ઘણો રસ પડતો હતો. દક્ષિણ આફ્રિકાના વ્યાપારમાં ગોરાઓના મુકાબલે હીંદીઓની કાર્યદક્ષતા હિંદુસ્તાનના વતનીઓ સામે ચલાવવામાં આવતું વર્તન, વિશ્વના સઘળા મનુષ્યો એકજ પ્રભુના સંતાનો છે એવી પ્રભુની આજ્ઞા સામે તેઓએ ઉઠાવેલું બંડ, જમીન અને વ્યાપારના હકો છીનવી લેનાર સ્વચ્છંદી કાયદાઓ તે સામે શરૂ થયેલો સત્યાગ્રહ, સત્યાગ્રહ અને પેસિવ રિઝિસ્ટન્સ વચ્ચે રહેલો ભેદ, સત્યાગ્રહમાં રહેલું અપુર્વ સામર્થ્ય, તેમાં રહેલો ધર્મ, સ્વમાન સંરક્ષણ અર્થે તેમાંથી પ્રાપ્ત થતું આત્મબળ, ત્યાંની ચળવળમાંથી ઉડતાં બીનું ભારતવર્ષમાં પુનરાગમન વગેરે વગેરે બાબતો ઉપર વાર્તા ચાલતી હતી અને ચંદ્રભાગા તે વાતો રસપુર્વક સાંભળતી હતી અને તેમાંથી એવો સાર ખેંચતી હતી કે જેને જ્ઞાનદૃષ્ટિ પ્રાપ્ત થયેલી છે તેને માટે દુરમાંનો દુર દેશ પણ રમવાના આંગણા જેવો છે.

રવિપ્રસાદ જે દિવસે વિદાય થયા તેજ દિવસે ચંદ્રભાગા પણ પોતાના ભાઇની સાથે પીયર જવા નીકળી. આશરે દસ બાઉ ગાડામાં મુસાફરી કર્યા પછી રેલ્વે સ્ટેશન આવ્યું અને તેમાં બન્ને જણ ચડી બેઠાં.

આજકાલ મુસાફરી કરવાનું દરેકને માટે ઘણું સામાન્ય હોવાથી ગાડીમાં ઘણીજ ભીડ હંમેશ જોવામાં આવે છે તેમ આજે પણ ભીડ હતી. અને વળી તેઓ ગાડી ઉપડવાના ટાઇમેજ આવી પહોંચ્યા હતા. કેટલાક ડબાઓ તપાસ્યા પછી શંકરપ્રસાદ અને ચંદ્રભાગા મુસાફરોની આનાકાની વચ્ચે એક ડબામાં ચડી ગયાં અને બેસવાની જગા નહિ હોવાથી ઉભા રહ્યાં. ગાડી ચાલવા માંડી.

ચંદ્રભાગાની પાસે એક ન્હાની બચકી હતી. અને તેમાં કાચની બંગડીઓનો જથો હતો. આટલી ભીડમાં તે બચકી નીચે મુકવામાં આવે તો પગની ઠોકર લાગી બંગડીઓને નુકશાન

થાય તે કારણથી તે બચકી ચંદ્રભાગાએ પોતાના હાથમાં પકડી રાખી હતી.

શંકરપ્રસાદ જે વખતે બારીમાંથી ડોકું બહાર કહાડી એ પોતાના હાથમાંની બચકી ઉંચે બાંધી દેવાનો વિચાર કર્યો અને એક લોખંડની પાતળી સાંકળ સાથે બચકીના બે છેડા બાંધી દીધા. પણ બચકીના વજનથી તે સાંકળ તત્કાળ તુટી ગઈ અને ગાડી ચાલતી એકદમ બંધ પડી.

આમ શાથી થયું તેનો ચંદ્રભાગા વિચાર કરે છે તેવામાં ગાર્ડ ત્યાં આગળ આવી પહોંચ્યો અને સાંકળ કોણે ખેંચી તે બાબત પુછપરછ ચલાવી મુસાફરોએ ચંદ્રભાગાનું નામ આપ્યું.

ગાર્ડ ચંદ્રભાગા ઉપર ક્રુદ્ધ થયો અને કહ્યું કે–" માત્ર સંકટ વખતેજ સાંકળ ખેંચી શકાય છે અને કારણ વગર સાંકળ ખેંચનારના રૂ. ૫૦—૦—૦ દંડ થાય છે.

ચંદ્રભાગાએ કહ્યું કે,–" મને તેની ખબર ન હતી.

ગાર્ડે કહ્યું;–" અરે ભલીબાઇ! એ સાંકળની પાસેજ સ્પષ્ટ સુચના પ્રસિદ્ધ કરવામાં આવી છે. જરા આંખ ઉઘાડીને વાંચી જો." એમ કહી ચંદ્રભાગાનું નામ નોંધી લઇ ગાર્ડ ચાલતો થયો.

મુસાફરોએ પણ ચંદ્રભાગાને કહ્યું કે;–આંધળો પણ વાંચી શકે એવા મ્હોટા અક્ષરે જાહેરખબર ચ્હોડેલી છે તે શું તું જોઇ શકતી નથી ?

ગરીબ બીચારી ચંદ્રભાગા અભણ છે એ કોણ જાણતું હતું ?

ગાડી પુનઃ ચાલતી થઇ અને સ્ટેશન આવ્યું ત્યારે ઉભી રહી, તેજ વખતે ગાર્ડ અને પોલીસના સીપાઇઓ તે ડબા આગળ આગળ આવી પહોચ્યા. અને ગાર્ડે સાંકળ તોડનાર તરીકે ચંદ્રભાગાને ઓળખાવી. પરંતુ શંકરપ્રસાદે કહ્યું કે તેમાં ચંદ્રભાગાનો વાંક નથી હું પોતે અપરાધી છું.

ગાર્ડને અપરાધીની જરૂર હતી, ચંદ્રભાગાની જરૂર ન હતી અને તેથી શંકરપ્રસાદને નીચે ઉતરવાની આજ્ઞા મળી. શંકરપ્રસાદ નીચે ઉતરી સ્ટેશન ઉપર ગયો.

હજુ તો પોલીસ તેની જુબાની નોંધી લેછે તેટલામાં ગાડી ચાલતી થઇ. શંકરપ્રસાદ સ્ટેશન ઉપર રહ્યો. અને ચંદ્રભાગા ગાડીમાં રહી.

શંકરપ્રસાદને ચંદ્રભાગાની ચીંતા થઇ. ચંદ્રભાગાને શંકરપ્રસાદની ચીંતા થઇ.

"હવે હું એકલી ક્યાં જઇશ? મ્હારૂં શું થશે? મ્હારા ભાઇનું શું થશે? આ પ્રમાણે પ્રશ્ન પરંપરા ચંદ્રભાગાના હ્રદયમાં ચાલતી હતી.

"ઓ ભગવાન્! જો હું ભણેલી હોત તો ચ્હોડેલી સુચના મેં ક્યારનીએ વાંચી હોત અને આવી ભુલ ભાગ્યેજ કરી હોત. જમાનો એવો આવ્યો છે કે જ્ઞાન વિના એક પળ પણ નિભાવી શકાય તેમ નથી અને તેજ વખતે હું અભણ છું. અને તેનું પરિણામ પગલેને પગલે, પ્રતિપળે ભોગવું છું.

## પ્રકરણ ૧૫ મું.

ચંદ્રભાગાને બેસવા માટે જગાતો મળી, પણ હાલ તેનો આત્મા વિચારોમાં ડુબી ગયો હતો. તે હ્રદયશુન્ય પુતળાની માફક એક સ્થાને બેસી રહેલી હતી. બે ત્રણ સ્ટેશન એ પ્રમાણે આવ્યાં અને ગયાં પણ ચંદ્રભાગાને તેની કાંઇ ખબર પડી નહિ. હજુ પણ ચંદ્રભાગા વિચારમાં અને ચીંતામાંજ ડુબેલી હતી તેવામાં ટીકીટ કલેકટર આવ્યો અને તેણે મુસાફરોની પાસે ટીકીટ જોવા માગી. એક પછી એક સર્વે મુસાફરોએ પોતાની ટીકીટ બતાવી પણ તેજ સમયે ચંદ્રભાગા ચોંકી ઉઠી કારણ કે તેની ટીકીટ પોતાના બંધુ પાસે રહી ગયેલી હતી.

ટીકીટ કલેકટરે ચંદ્રભાગાની પાસે ટીકીટ માગી તેના જવાબમાં ચંદ્રભાગાએ સત્યવાત કહી સંભળાવી પણ તે ખુલાસો ટીકીટ કલેકટરે માન્ય કર્યો નહીં અને આવતા સ્ટેશને ચંદ્રભાગાને ઉતારવામાં આવી.

કમનસીબે રોકડ પૈસા પણ ચંદ્રભાગાની પાસે નહતા, તેથી સ્ટેશન માસ્તરે કહ્યુ કે ગાડી જે સ્ટેશનેથી ઉપડી છે તે સ્ટેશનથી આ સ્ટેશન સુધીનો ડબલ ચાર્જ વસુલ કરવા માટે તમારી મિલકત અમારે લીલામ કરવી પડશે.

ચંદ્રભાગાની પાસે ઘરેણાં હતાં તેમાંથી એકાદ દાગીનો વેચીને પૈસા ભરવાની ઇચ્છા ચંદ્રભાગાએ જાહેર કરી. ભલા

સ્ટેશન માસ્તરે એક માણસ ચંદ્રભાગાની મદદમાં આપ્યો, અને ચંદ્રભાગા દાગીનો વેચીને પૈસા કરવા ગામમાં ગઇ.

ગામડું ન્હાનું હતું, પણ એકાદ બે વેપારી દુકાન માંડીને બેઠલા હતા. ચંદ્રભાગાએ એક દાગીનો વ્યાપારીના હાથમાં આપીને કહ્યું કે,—"ભાઇ આ દાગીનો હાથમાં લઇ વ્યાજબી ભાવે જે કિંમત થાય તે મને આપો. સાંભળો! હું ભણેલી નથી અને તેથી મને હિસાબ ગણતાં આવડતો નથી, માટે પ્રભુને માથે રાખી સત્ય ધર્મથી જે પૈસા થાય તે આપજો."

બસ, વ્યાપારીને અને સાથે મદદમાં આવેલા ગૃહસ્થને આટલુંજ જાણવાની જરૂર હતી. આંખના ઇશારતોથી વ્યાપારી અને મદદગાર એક થયા. હિસાબ ગણવાનો આડંબર કરી અમુક રકમ ચંદ્રભાગાના હાથમાં મુકી જેમાં લગભગ વીસ રૂપીઆનો ગોટાળો હતો.

ચંદ્રભાગાને કંઇક વ્હેમ તો પડયો પણ તે વ્હેમના નિવારણ માટે તેની પાસે કાંઇ સાધન નહતું. હિસાબ ગણતાં આવડતો નહતો. અને તેથી ભણેલા ઉપર વિશ્વાસ રાખ્યા વિના અન્ય કંઇ ઇલાજ નહતો.

ચંદ્રભાગાએ પોતાના મનમાંજ કહ્યું,—" અરેરે? અભણ માણસોની સ્થિતિ કેવી દયાજનક હોય છે. હું ઉચ્ચ કુળમાં જન્મેલી છું પણ અજ્ઞાનતાને લીધે ભીલ કોળીની સ્થીતિમાં આવી પડી છું, એ હલકી વર્ણના માણસો પણ રાત દિવસની અથાગ મજુરીથી અનહદ કમાણી કરે છે પણ તેમને ગણત્રીનું જ્ઞાન નહિ હોવાથી તેમની કમાણીના ભોગે જયારે બીજાઓ શ્રીમંત થાય છે ત્યારે તેઓ હંમેશ રંકના રંક રહે છે અને તેવીજ આજે મ્હારી સ્થીતિ છે. " આપ્યું વાણીયે અને ખાધું પ્રાણીએ.

વાણીયાએ ચંદ્રભાગાને કહ્યું, " તમે બાઇ માણસ છો એટલે એક પૈસો પણ અમારે વધારે આપવો જોઇયે. અને મેં તેમજ કર્યું છે."

ચંદ્રભાગાએ જવાબમાં ઉપકાર માન્યો કારણ કે તે શિવાય બીજું તે શું કરી શકે?

રસ્તે પાછા ફરતાં સાથે આવેલા માણસે ચંદ્રભાગાને કહ્યું કે,—"જો હું સાથે ન હોત તો આ લુચ્ચો વાણીઓ તમને ઠગી જાત. મ્હારા આવવાથી તમને લગભગ દસ પંદર રૂપીયાનો ફાયદો થયો છે."

ચંદ્રભાગાએ તે ગૃહસ્થનો પણ ઉપકાર માન્યો પણ તેણે પોતાના મનમાં કહ્યું,–"ભાઈ હું તો આંધળી છું. અને એક આંધળું પ્રાણી હા હા કરે નહિ તો બીજું શું કરે?

## પ્રકરણ ૧૬ મું.

ચંદ્રભાગા સ્ટેશન ઉપર આવી અને મારતરે માગ્યા તેટલા પૈસા ચુકવી આપ્યા અને તેથી એક આફતમાંથી તે મુક્ત થઇ.

હવે ચંદ્રભાગા વિચારવા લાગી કે મ્હારે મ્હારા પીયર તરફ જવું કે જે સ્ટેશનપર મ્હારા બંધુને ઉતારવામાં આવ્યો છે તે સ્ટેશને જઇ મ્હારા બંધુની સંભાળ લેવી?

"બંધુ જેવો બંધુ મ્હારાં પોતાના અપકૃત્યની આફતમાં આવી પડયો તેને આફતમાંજ રહેવા દઇ મ્હારે પીયર ચાલ્યા જવું એ તો અયુક્તજ ગણાય." એમ વિચારી તે પોતાના બંધુ પાસે જવાના નિશ્ચય ઉપર આવી.

એક પોર્ટરને તેણે પૂછયું કે–ભાઇ! હવે ગાડી આમ જશે કે આમ?

પોર્ટરે જે દીશા તરફ તેનો બંધુ હતો તે દીશા બતાવી એટલેતો વળી ચંદ્રભાગાનો વિચાર વધારે દઢ થયો, અને તે ટીકીટ લેવાને, ટીકીટ દ્વાર પાસે દોડી ગઇ. પણ તેજ વખતે તેના હૃદયમાં પ્રશ્ન થયો કે–"મ્હારા બંધુને જે સ્ટેશન ઉપર ઉતારવામાં આવ્યો હતો, તે સ્ટેશનનું નામ શું હશે?"

ચંદ્રભાગા એ સ્ટેશનનું નામ જાણતી નહતી, મુસાફરોની જાણને માટે પ્રત્યેક સ્ટેશન ઉપર ઘણા મ્હોટા અક્ષરોથી તેનાં નામ લખવામાં આવ્યાં હતાં, અને તેથી અક્ષરજ્ઞાનવાળા મુસાફરો પ્રત્યેક સ્ટેશનનું નામ ઘણી સ્હેલાઇથી જાણી શકતા હતા, પણ ચંદ્રભાગા નિરક્ષર હતી એટલે તેને માટે તો તેવાં બૉર્ડ નકામાં-જ હતાં.

સ્ટેશનનું નામ જાણ્યા વીના ટીકિટ ક્યાંની લેવી એ એક મહાન પ્રશ્ન ઉપસ્થિત થયો હતો, વળી વચ્ચે કેટલાં સ્ટેશન ગયાં હતાં તેની ચોકસ ગણત્રી રાખી ન હતી. અને ગાડી આવવાનીતો તૈયારી થઇ હતી. બીજા મુસાફરોએ તો ટિકિટો ક્યારનીએ લઇ રાખી હતી.

ચંદ્રભાગા ગભરાણી. આખરે તેને એક વિચાર સુઝયો કે છેલ્લામાં છેલ્લા સ્ટેશનની ટિકિટ લેવી, પ્રત્યેક સ્ટેશન ઉપર જોયા કરવું, અને જે સ્ટેશન ઉપર પોતાનો બંધુ જણાય, તે સ્ટેશન ઉપર ઉતરી પડવું ”

જે કાર્ય થોડા ખર્ચમાં થાત, તેમાં આ વિચાર પ્રમાણે વધુ ખર્ચ કરવું પડશે એટલું તો ચંદ્રભાગા સમજી પણ અભણ માણસ તેવી સ્થીતિમાં વારંવાર મુકાય છે એ તેના અનુભવમાં હતું. એટલે અજ્ઞાનતાની ચાલુ સજાઓ ભોગવ્યા સિવાય છુટકો ન હતો.

ચંદ્રભાગાએ છેલ્લામાં છેલ્લા સ્ટેશનની ટીકીટ લીધી. અને તેટલામાંજ ગાડી આવી પહોંચી. આ ગાડીની અંદર પણ મુસાફરોની ઘણી ગીરદી હતી. એક પછી એક ત્રણ ચાર ડબાઓ નજીક ચંદ્રભાગા ગઇ પણ તેણે બેસવાની જગા ખાલી જોઈ નહી પણ આગળ જતાં એક ડબો તેણે ખાલી જોયો અને તેમાં તે ચડી બેઠી. ગાડી ચાલવા માંડી. ”

આગળ એક સ્ટેશન આવ્યું, અને ત્યાં એક યુરોપીઅન પોશાકમાં સજ થયેલો ગૃહસ્થ, ચંદ્રભાગા બેઠી હતી તે ડબા આગળ આવ્યો. બારણું ઉઘાડી પોતાનો સામાન મૂકાવ્યો અને ચંદ્રભાગાને જોઈ કહ્યું;—યહાં કયું બેઠી હેય? માલુમ નહિ યહ ગાડી હમારે લીયે હે? દેખ પઢ કયા લીખા હય?“ એમ કહી તે ગૃહસ્થે લખાણ તરફ આંગળી કરી કે જેમાં એવું સ્પષ્ટ લખેલું હતું કે “ખાસ યુરોપીયન સર્વન્ટો માટે.”

આપણે જાણીએ છીએ કે ચંદ્રભાગામાં વાંચવાનું જ્ઞાન ન હતું. વારંવાર આવી પડતી આવી મુશ્કેલીઓને લીધે ચંદ્રભાગા હતાશ થઇ ગઈ. ચંદ્રભાગા એક યુવાન અને ખુબસુરત સ્ત્રી હતી, શીયળરૂપી મોટો ખજાનો તેની પાસે હતો. અને એકજ ડબામાં એક અજાણ્યા ગૃહસ્થના સહવાસમાં તેણે પોતાની જાતને મૂકી હતી. કોણ જાણે તેનું પરિણામ શું આવશે? તેને માટે પ્રબલ ચીંતા તેના હૃદયમાં ઉત્પન્ન થઈ હતી. ચંદ્રભાગાની આંખોમાંથી અશ્રુધારા અનિવાર્ય રીત્યે સરી પડતી હતી. તેણે પોતાની ચક્ષુઓ બંધ કરીને મનમાંને મનમાં પ્રભુની દયા માગી. પણ પ્રભુ શું કરે. પ્રભુ જ્ઞાન સ્વરૂપ છે. અને તેટલા માટે મનુષ્ય જેવા પ્રાણીયે જ્ઞાનરૂપ તેની વિભુતિ પ્રાપ્ત કરવી જોઇયે, અને તે ફરજમાંથી જેઓ દુર રહે તેમને એવાં સંકટો પડવાંજ જોઇએ. ત્યારે તેવાઓ ઉપર પ્રભુ દયા શું કરે?

## પ્રકરણ ૧૭ મું.

ચંદ્રભાગાની શંકા જો કે સ્વાભાવિક હતી, પણ તે સત્ય ન હતી. આવેલો ગૃહસ્થ ભલો અને દયાળુ હતો. ચંદ્રભાગાને રડતી જોઇ તેને દયા આવી. તેણે ચંદ્રભાગાને આશ્વાસન આપવા માંડયું. ડબામાં બેસતાં પહેલાં તેના ઉપર લખેલી સુચના અવશ્ય વાંચવી જોઇએ, એવી તેણે શીખામણ આપી. એ ડબો સામાન્ય મનુષ્યોને માટે ન હતો, એ ભુલ ચંદ્રભાગાને સમજાવી, અને જ્યારે સ્ટેશન આવી પહોચ્યું ત્યારે ચંદ્રભાગાને તેમાંથી ઉતરવાનું કહ્યું. ચંદ્રભાગા પોતાનો સામાન લઇને ઉતરી અને એ ભલા ગૃહસ્થે ઘટતી મદદ કરીને બીજા ડબામાં અન્ય મુસાફરો બેઠેલા હતા તેમની સાથે ચંદ્રભાગાને બેસાડી. ચંદ્રભાગાએ એ ભલા ગૃહસ્થનો ઉપકાર માન્યો અને ગાડી ચાલુ થઈ.

એક યુરોપીયન પોશાકમાં સજ થયેલા ગૃહસ્થનો ચંદ્રભાગા સાથે સંબંધ એ બીજાઓને માટે ચર્ચાનો વિષય થઈ પડયો.

બધા મુસાફરો કંઇ એકજ સ્વભાવના અને એકજ વિચારના હોતા નથી તેમણે ચંદ્રભાગા પ્રતિ પ્રશ્ન પરંપરા ચલાવી.

" બાઈ એ આદમી કોણ હતો ? "

" હું તેમને ઓળખતી નથી. "

" ઓળખ્યા વિના એ તમને મદદ કરવા શાનો આવે ?

" એ ગૃહસ્થ કોઇ ભલો અને દયાળુ છે. "

" હા, હા, એ તો ભલો હશે, દયાળુ હશે, અને માયાળુ પણ હશે એ તો સમજ્યાં. પણ તમારે ને એમને સોબત ક્યાં થઇ ? "

" આ ગાડીમાં જ. "

" ત્યારે તેમનાથી છુટાં કેમ પડયાં ? "

ચંદ્રભાગાને આ બધા પ્રશ્નો તીર સમાન લાગતા હતા, ચંદ્રભાગા ઉત્તર આપવાના અખાડા કરતી હતી, તો મુસાફરો વધારે વ્હેમી બનતા હતા, અને જ્યારે ઉત્તર આપતી હતી ત્યારે તેમાંથી અનેક પ્રશ્ન ઉત્પન્ન થતા હતા.

ચંદ્રભાગાએ, પોતાની ભુલનું વર્ણન મુસાફરોને નિવેદન કર્યું. એટલે મુસાફરો તો ખડખડ હસવા લાગ્યા અને ચંદ્રભાગાને ઠપકો

આપ્યો કે, " ગાંડાબાઇ ! એવી ભૂલ તો કોઇ પણ કરતું હશે ?"

જાણે બધા મુસાફરો ડાહ્યા, અને વિદ્વાન અને એકલી ચંદ્રભાગા મૂર્ખ.

માણસની જયારે ભુલ થાય છે ત્યારે ઘણું ખરૂં એમજ બને છે. ઠપકો આપનારાઓની સંખ્યા એવી મ્હોટી મળી આવે છે કે જાણે તેમની તો કવચીત્ પણ ભૂલ નહિ થતી હોય, તેઓ જાણે સર્વજ્ઞજ હોય અને માત્ર ભુલ કરનાર એકજ આ જગત્માં અલ્પજ્ઞ હોય.

ચંદ્રભાગાએ પોતાના મનમાં કહ્યું કે—આવા આગળ વધેલા જમાનામાં અજ્ઞાન રહેવું એ નર્કમાં સડવા બરાબર છે.

ચંદ્રભાગાને ઠપકો અપાઇ રહ્યો. ચંદ્રભાગા પુનઃ વિચાર નિદ્રામાં પડી. મુસાફરો પણ બીજા વિષયો તરફ વળ્યા. ગાડીએ તો આગળ દોડવાનું ચાલુજ રાખ્યું હતું.

જે ખાનામાં ચંદ્રભાગા બેઠી હતી, તેની જોડેના ખાનામાં જે મુસાફરો બેઠેલા હતા તેમાં બે સ્ત્રીઓ હતી, એક વિધવા અને બીજી સૌભાગ્યવંતી.

આ બન્ને સ્ત્રીઓ સુશિક્ષિત હતી, તેમની પાસે વાંચવાનાં પુસ્તકો તથા સ્ત્રી બોધ, સુંદરી સુબોધ, અને વનિતા વિજ્ઞાન ઇત્યાદિ માસીકો હતાં. ઘડીકમાં તેઓ કંઇક વાંચતાં અને ઘડીકમાં વાર્તાલાપ કરતાં.

ઉભયની મુખમુદ્રા ઉપર વિદ્યાનું તેજ સ્પષ્ટ જણાતું હતું. પ્રત્યેક કાર્યમાં ચાંચલ્યતા, ગાંભીર્યતા, સ્પષ્ટતા, સ્વચ્છતા, સુઘડતા અને ચાતુર્યતા પ્રતિત થતી હતી. તેઓ મર્યાદશીલ હતાં છતાં મુખ ઉપર નિર્ભયતાનો સ્પષ્ટ પ્રભાવ જણાતો હતો. તેમના વચ્ચે થતી વાર્તા ચંદ્રભાગા સ્પષ્ટ રીત્યે સાંભળતી હતી.

સૌ૦—યુરોપની અંદર ચાલતા વિગ્રહમાં સ્ત્રીસમાજે પોતાનું ઉપયોગીપણું ઘણી સારી રીત્યે સીદ્ધ કરી બતાવ્યું, અને કાર્યદક્ષતા, બુદ્ધિ ચાતુર્યતા, સ્વમાન અને સ્વદેશાભીમાન માત્ર પુરૂષોમાંજ નહિ પણ સ્ત્રીઓમાં તેટલાજ અંશે છે એવું પુરવાર કરી આપ્યું છે.

વિધવાએ અનુમોદન આપતાં કહ્યું, હા, અને જે મતાધિકાર તેઓ માગતી હતી, તેને માટે તેઓ પુરેપુરી લાયક હતી એમ પણ તેમણે પોતાના ચારિત્ર્યથી બતાવી આપ્યું છે.

સો૦—અને તે ઉપરથી સ્ત્રીસમાજ એવો દાવો સ્વાભાવિક રીતયે કરી શકે કે, મહાભારતના યુદ્ધ કરતાં પણ મહાન ગણાતા આ પ્રચંડ યુદ્ધમાં ઇંગ્લંડને વિજય મળવામાં સ્ત્રીઓનો ખાસ હિસ્સો છે.

વિધવા—હા, અને એ વાત સર્વત્ર કબુલ કરવામાં આવે છે. જે દેશ, સ્ત્રીઓને ઉચ્ચ પ્રકારની કેળવણી આપે છે, જે દેશ સ્ત્રીઓને ગુલામડી નહિ પણ નર રત્નોને પેદા કરનાર દેવીઓ માને છે. તે દેશ કેળવાયેલી સ્ત્રીઓ પાસેથી તેવા લાભની આશા રાખે એ સ્વાભાવિક છે.

સો૦—ત્યારે શું એ દેશમાં સ્ત્રીઓને મતાધિકાર પ્રાપ્ત થશે એમ તમે ધારો છો?

વિધવાએ કહ્યું—"હા, એ હક તેમણે પોતાની યોગ્યતાથી જીત્યો છે અને તેનાં ઉડતાં તત્વો હવે આ ભુમિપર પણ રોપાયાં છે.

સો૦—હા, મેં હમણાંજ વાંચ્યું કે શ્રીમતી દેવી સરોજિનિ નાયડુએ હીંદની સ્ત્રીઓના મતાધિકાર માટે હમણાંજ ઇંગ્લંડમાં કમીટી સમક્ષ જુબાની આપી છે.

વિધવાએ કહ્યું—"તમે વર્તમાનપત્રદ્વારાએ એવી હકીકત જાણતાં રહો છો એ જાણીને મને ઘણો આનંદ થાય છે.

સો૦—બ્હેન! પુસ્તકો અને વર્તમાનપત્રો વડે તો હું જીવું છું. પ્રભુએ જ્યારે ઘરમાં બેસીને આખી સૃષ્ટીનું મંદિર નિહાળવાની, અને તેમાં ભજવાતાં ચારિત્ર્ય જોવાની આંખ આપી છે ત્યારે હું તેનો ઉપયોગ શા માટે ન કરૂં? મેં મ્હારા ઘરમાં ન્હાનું સરખું પુસ્તકાલય સ્થાપ્યું છે; અને તેની અંદર પ્રસિદ્ધ ગણાતાં પુસ્તકોને અગત્યનું સ્થાન આપ્યું છે કે જેમાં મહાન ગણાતા મહર્ષીઓ, આકાશમાં વસ્તા દેવર્ષીઓ, દેશ વિદેશમાં પુજાતા ભુદેવો, નામાંકિત મહાન યોદ્ધાઓ, અને તેમને ઉત્પન્ન કરનારી માતાઓ નિવાસ કરે છે. હું જ્યારે માગું ત્યારે તેઓ મને બોધ આપે છે. મ્હારી આગળ તેમનો ખજાનો ખુલ્લો કરે છે. હું તે ખજાનામાંથી લુંટાય તેટલું લુંટું છું અને મ્હારી પાસેથી લેવા ઇચ્છનારને તે માગે તેટલું આપું છું. મ્હારા હૃદયમાં જે જે પ્રશ્નો ઉત્પન્ન થાય છે તેના ઉત્તરો હું જ્યારે જ્યારે માગું ત્યારે ત્યારે તેઓ આપે છે મ્હારા આત્માને જ્યારે આગળ વધવાનો માર્ગ સુઝતો નથી ત્યારે તે મહાન પુરૂષો કાંઇપણ આનાકાની વગર આગળ વધવાનો માર્ગ બતાવે છે.

સૌ૦—વાહ બ્હેન, ઇંગ્લંડની સ્ત્રીઓ વિષે તો આપણે ઘણી વાત કરી, પણ હવે હું આપની પાસેથી એ જાણવા માગું છું કે આપણા દેશની સ્ત્રીઓ એ ઉચ્ચ કોટિ ઉપર ક્યારે પહોંચશે ?

વિધવાએ કહ્યું,—"આપણા દેશની સ્ત્રીઓ પણ હવે એજ માર્ગે આગળ વધે છે. સ્ત્રીઓમાં ભણવાની અભિલાષા જન્મ પામી છે. વનિતા વિશ્રામ જેવી સંસ્થાઓ સ્ત્રીઓને જ્ઞાનચક્ષુ પ્રદાન કરવાને અંગતોડ મહેનત કરે છે. સ્ત્રીઓમાં સેવાભાવ જન્મ પામ્યો છે અને હું ધારૂં છું કે દેશના લોકો એવી સંસ્થાઓને સબળ બનાવશે તો સ્ત્રીઓનું ભવિષ્ય ચળકતુંજ છે એમાં કાંઇ શક નથી.

સૌભાગ્યવંતીએ પૂછ્યું—ત્યારે શું તમે વનિતા વિશ્રામમાં નિવાસ કરો છો ?

વિધવાએ કહ્યું,—હા. હું વનિતા વિશ્રામની સેવિકા છું. દેશમાં દુષ્કાળ પડયો છે અને તેના અંગે મને સોંપાયેલી સેવા બજાવવાને હું પર્યટન કરૂં છું.

સૌભાગ્યવંતીએ પૂછ્યું,—કેળવણી કયાં પ્રાપ્ત કરેલી ? -

વિધવાએ ઉત્તર આપ્યો—વનિતા વિશ્રામમાંજ. શું તમે એ સંસ્થાનું નામ સાંભળ્યું નથી ?

સૌ૦—સાંભળ્યું તો છે. પણ મને તે સંસ્થાનો ખાસ પરિચય નથી.

વિધવાએ કહ્યું,—વનિતા વિશ્રામમાં વિધવાઓને કાંઇ પણ દ્રવ્ય લીધા વિના ખોરાકી પોશાકી આપવામાં આવે છે. ધર્મ નીતિનું જ્ઞાન આપવામાં આવે છે. ઇંગ્રેજી અને સંસ્કૃત ભણવાની ઇચ્છા હોય તો તેને તેવું જ્ઞાન પણ આપવામાં આવે છે. ભરત ગુંથણ, શીવણ, સંગીત, ઇત્યાદી હુનરકળાઓ પણ પ્રદાન કરવામાં આવે છે.

સૌભાગ્યવંતીએ પૂછ્યું—અને શું સધવાઓને તે આશ્રમનો લાભ મળતો નથી ?

વિધવાએ કહ્યું,—મળે છે, કન્યાઓ પણ તે આશ્રમમાં કેળવણી પ્રાપ્ત કરે છે. પણ જેઓ ખર્ચ આપવાની સ્થીતિમાં હોય, તેમની પાસેથી ખર્ચ લેવામાં આવે છે.

સૌભાગ્યવંતીએ પૂછ્યું,—વાહ, ત્યારે વિધવાઓ ભણીને પછી કરે છે શું ?

વિધવાએ કહ્યું,—હુન્નરકળા, અને જ્ઞાન પ્રાપ્ત કરનાર વિધવા પવિત્રપણે ઉદ્યોગ ચલાવી, પોતાના પેટનું પોષણ કરી પ્રભુ ભક્તિમાં દિવસો નિર્ગમન કરે છે. અને જેમનામાં સેવા ભાવનું તત્વ પ્રકટ થાય છે તેઓ દેશની અને સમાજની સેવા કરે છે. જુઓ હમણાંજ મહાત્મા ગાંધીજીએ સ્વદેશી એ ધર્મ છે એ સુત્ર હીંદને આપ્યું એટલે સેવિકાઓ રેંટીયા લઇને બેસી ગઇ, સુતર કાંતવાનો હુન્નર તેઓ શીખી અને હવે હજારોને શીખવે છે. તેનું નામ સેવાધર્મ છે. વનિતા વિશ્રામની સેવિકા રસ્તે ચાલી જતી હોય, તેવામાં કાંઇ અકસ્માત બને. ધારો કે એક આદમી ઘોડા ઉપરથી જમીનપર પટકાય, બેભાન થાય, તો સેવીકા ત્યાંથી ખસે નહિ. તાત્કાલીક સારવાર કરે, શુદ્ધિમાં આણવાં પ્રયત્ન કરે, જળપાન કરાવે, ગાડીમાં બેસાડી પાસેના દવાખાનામાં લઇ જાય, અને એ વખતે જે જે કરવું આવશ્યક હોય તે તે કાર્યો કરે તેનું નામ સેવાધર્મ છે. આપણા દેશમાં વિધવાઓની સંખ્યા ઘણી વધી ગયેલી છે. જેમાંની અનેક વિધવાઓ અન્ન વસ્ત્રના દુઃખને લીધે અવળે માર્ગે વહી જાય છે. તેમને ભાષાનું, ધર્મનું અને ઉદ્યોગનું શિક્ષણ આપવામાં આવેતો તેમાંથી હજારો શિક્ષિકા ઉત્પન્ન થાય, હજારો નર્સો ઉત્પન્ન થાય અને તેથી એક તરફ તેમનું જીવન સુખી થાય, બીજી તરફ દેશને મ્હોટો લાભ થાય, એ વનિતા વિશ્રામનું આદર્શ છે.

આવતાં સ્ટેશનો ઉપર જ્યારે ગાડી ઉભી રહેતી ત્યારે ચંદ્રભાગા બારીમાંથી ડોકું બહાર કહાડી પોતાના બંધુનો તપાસ કરતી અને જ્યારે ગાડી ચાલુ થતી ત્યારે આ વાતો રસ પુર્વક સાંભળતી હતી. પોતે અજ્ઞાન હોવાથી તેમના મુકાબલે તે કેવી પાગલ છે તેની તુલના કરતી હતી, સૌભાગ્યવંતીએ જ્યારે પોતાના પુસ્તકાલયનું વર્ણન કર્યું ત્યારે તેને એમ લાગ્યું કે એજ બાળા ખરી શ્રીમંત છે. અને હું એક રંકમાં રંક પશુ છું. ખરી સિદ્ધિ સીદ્ધિ દ્રવ્યમાં નથી, પણ જ્ઞાનમાં છે. વળી જ્યારે તેણે એમ સાંભળ્યું કે વનિતા વિશ્રામનો લાભ સધવાઓ પણ લે છે ત્યારે તો તેને એમ લાગ્યું કે જો મ્હારા પતિની આજ્ઞા હોત તો આજે ને આજેજ હું વનિતા વિશ્રામમા દાખલ થઇ વિદ્યા વિભુષિત થવા પ્રયત્ન કરત. પણ અરે રે! મ્હારા પ્રારબ્ધમાં વિદ્યા સાર-

ગએલી હોય એમ મને લાગતું નથી એવો વિચાર કરતાં કરતાં ચંદ્રભાગા રડી પડી.

ચંદ્રભાગાને રડતી જોઇ પાસે બેસનાર સ્ત્રી પુરૂષોએ રડવાનું કારણ પૂછ્યું, અને તેના ઉત્તરમાં તેણે બનેલું વૃતાંત કહી સંભળાવ્યું. અને કહ્યું કે પ્રત્યેક સ્ટેશન ઉપર મેં બારીકીથી જોયું પણ મ્હારાભાઇ શંકરપ્રસાદનો પત્તો લાગતો નથી. કોણ જાણે તેનું શું થયું હશે? અને હવે હું તેને ક્યાં સોધીશ?

ચંદ્રભાગાનું વૃતાન્ત સાંભળી ઘણાઓને દયા આવી અને તેમાં એક પુરૂષને તો વળી અત્યંત દયા ઉત્પન્ન થઇ હોય એમ તેના બોલવા ઉપરથી જણાયું.

"તમે ફીકર કરશો નહીં. છેલ્લું સ્ટેશન મ્હોટું છે અને ત્યાં તમારા બંધુનો પત્તો મળી શકશે. મ્હારાથી બનશે તે હું તમને મદદ કરીશ." કહેનારના શબ્દો ઉપર દયાનો રંગ હતો પણ તેના સ્વરમાં કર્કશતા હતી.

---

## પ્રકરણ ૧૮ મું.

---

સ્ટેશન આવી પહોંચ્યું. અને ચંદ્રભાગા ત્યાં ઉતરી. રાત્રીનો સમય હતો પણ દીવાઓના પ્રકાશથી દીવસ જેવું હતું. ચંદ્રભાગાએ સર્વ સ્થળે શંકરપ્રસાદની શોધ કરી, પણ કાંઇ પત્તો લાગ્યો નહીં.

ચંદ્રભાગા મુસાફરખાનામાં એક કઠેરાને અઠીંગી લમણે હાથ દઇ વિચાર કરતી હતી કે, હવે પાછાં ફરવું કે શું કરવું? તેજ વખતે પેલો દયાળુ પુરૂષ ત્યાં આવી પહોંચ્યો અને કહ્યું કે—ચીંતા કરશો નહિ તમારા બંધુનો પત્તો મળ્યો છે. તેને અજમેર લઇ જવામાં આવ્યો છે. તેની સામે કેશ ચલાવવામાં આવશે અને માત્ર રૂ. ૫૦ દંડ થશે. જો દંડની રકમ તે નહિ આપે તો કદાચ આસન કેદ ભોગવવી પડશે અને સજાની મુદત પુરી થયા પછી તે ઘેર આવશે માટે હું તમને ટિકિટ કરાવી આપું તે લઇ તમે તમારા પિતાના ત્યાં જાઓ અને હું અજમેર જાઉં છું. ત્યાં તમારા બંધુનો તપાસ કરીશ, અને મ્હારાથી બનશે તે મદદ કરીશ. તમે ફિકર કરશો નહિ.

ચંદ્રભાગાને તો આ ખબર સાંભળીને વળી વધારે ચીંતા થઇ. સાંકળ તેણે પોતે તોડી અને તેની સજા પોતાનો બંધુ ભોગવશે એ વાતથી તેને ઘણું દુ:ખ થયું. રજમાંથી ગજ બને તેના જેવી બીના બની.

પેલા અજાણ્યા ગૃહસ્થે વળી કહ્યું–" તમારા ભાઇનું નામ તમે શંકરપ્રસાદ કહ્યું ખરૂં કે ? ઠીક, હું તે નામ મ્હારી ડાયરીમાં નોંધી લઉં છું. એમ કહી તેણે નામ નોંધવાનો ડોળ કર્યો.

ચંદ્રભાગાની આંખમાં આસું હતાં.

તમે રડો છો શા માટે, મ્હારે મ્હોટા મ્હોટા અમલદારોની સાથે ઓળખાણ છે અને હું જરૂર તેમને મદદ કરીશ. તમે નિશ્ચિંત થઇ વિદાય થાઓ.

ચંદ્રભાગા હજુ ચુપ હતી.

હા, પણ તેની પાસે દંડભરવા જેટલા રૂપીયા તો હશે ને ? નહીં તો તેને દંડના બદલામાં આસાન કેદ ભોગવવાની ફરજ પડશે.

" તેની પાસે કેટલા રૂપીયા છે તે હું જાણતી નથી." ચંદ્રભાગાએ રડતા અવાજે ઉત્તર આપ્યો.

"અને જો તેમ હોય તો તમે મ્હારી સાથે નિર્ભય થઇ અજમેર ચાલો. પ્રાતઃકાળ થતાંજ આપણે અજમેર પહોંચીશું. તમારા બંધુનો પત્તો લગાવીશું, દંડ થયો હશે તો દંડની રકમ આપણે ભરી દઇશું."

ચંદ્રભાગાના જેવી એક યુવાન સ્ત્રીએ, અજાણ્યા સખસની સાથે દુર પર્યંત જવું, એ ઘણું જોખમ ભરેલું હતું. અને તે છતાં પણ બંધુ પ્રતિના પ્રેમે ચંદ્રભાગાને આંધળી કરી હતી. તેના હૃદયમાં એવી લાગણી થઇ આવી કે, એક બંધુએ બ્હેન પ્રત્યેના પ્રેમથી બ્હેન ઉપરની આફત પોતાના ઉપર વ્હોરી લીધી, ત્યારે શું મ્હારે તેને કેદમાંથી છોડાવવાનો પ્રયત્ન પણ કરવો નહિ ? અરે ! હું જો તેની સંભાળ લઉં નહીં તો મ્હારા જેવી સ્વાર્થી અને દુષ્ટ સ્ત્રી બીજી કોઇ ગણાય નહિ. સરકારના પ્રતાપી રાજ્યમાં મને કોઇ શું કરી શકનાર છે ? હજારો સ્ત્રીઓ એકલી મુસાફરી કરે છે. રેલ્વેમાં હજારો માણસ હોય છે. સ્ટેશને સ્ટેશને પોલીસ હોય છે. શહેરમાં પણ જ્યાં જુઓ ત્યાં પોલીસ ચોકીઓ હોય છે, પછી મને ફીકર શાની ? ખસ જીવના જોખમે પણ બંધુની સંભાળ લેવી એ મ્હારૂં કર્તવ્ય છે." એ પ્રમાણે વિચાર

ફરી તે અજમેર જવાના નિશ્ચય ઉપર આવી, અને તે નિશ્ચય પોતાના મદદગારને વ્યક્ત કર્યો.

મદદગારે કહ્યું:—" તમારા પ્રયાણની ખબર તમારે કોઇને લખી મોકલવી છે ?"

ચંદ્રભાગાએ કહ્યું:—" હા, મ્હારા પિતાને પત્ર લખ્યો હોય તો વધારે સારૂં. કેમકે તેઓ ચીંતા કરતા હશે.

" હ્યો ત્યારે લખો, મ્હારી પાસે બધું સાધન તૈયાર છે." એમ કહી મદદગારે કાગળ પેનસીલ રજુ કર્યા.

" ભાઇ ! હું ભણેલી નથી એવું તો મેં તમને પહેલાં કહ્યું છે. અને તેનેજ લીધે ઉત્પન્ન થયેલી આ વિપત્તીઓ છે.

' બહુ સારૂ, ત્યારે લાવો હું લખી આપું." એમ કહી મદદગારે પત્ર લખ્યો અને વાંચી સંભળાવ્યો.

"પુજ્ય પિતાશ્રી,

રેલ્વેમાં મુસાફરી કરતાં, શંકરપ્રસાદ અને ગાર્ડ વચ્ચે તકરાર થવાથી તેને અને મ્હારે રોકાવું પડયું છે. એ જ્યાં છે ત્યાં હું પણ છું. તકરાર નજીવી છે, ફીકર જેવું નથી. બધી વાત રૂબરૂ કરીશું. એક અથવા બે દિવસ કરતાં વધુ વખત નહિ જાય. અમે સર્વે ખુશીમાં છીએ માટે ચીંતા કરશો નહીં.

લી. આપની પુત્રી,
ચંદ્રભાગા.

" કેમ બરાબર લખાયો છે ને ?"

" હા, પણ આપણે અજમેર જવાનાં છીએ તે કેમ લખ્યું નથી, આપણું ઠેકાણું તેમાં કેમ જણાવ્યું નથી ?

" ઠેકાણું ત્યાં પહોંચ્યા પછી લખી મોકલજો."

" સારૂ."

પત્ર બીડયો. અને પોષ્ટની પેટીમાં નાખ્યો. ગાડીની તૈયારી થઇ, ચંદ્રભાગા અને તેનો મદદગાર બન્ને ગાડીમાં બેઠાં.

---

## પ્રકરણ ૧૯ મું.

ચંદ્રભાગા પોતાના મદદગારની સાથે ગાડીમાં બેઠી હતી. રસ્તામાં મદદગારે અત્યંત ભલમનસાઇ બતાવી હતી.

ચંદ્રભાગાએ સાંકળ તુટવાનું સત્ય કારણ મદદગારને કહી સંભળાવ્યું તેના ઉત્તરમાં મદદગારે કહ્યું કે "શંકરપ્રસાદે તે અપરાધ પોતાના ઉપર ન ખેંચી લીધો હોતતો વધારે સારૂ થાત કારણકે તમો સ્ત્રી જાતિ હોવાથી દરેક અમલદારને દયા ઉત્પન્ન થાત, અને તમારી અજ્ઞાનતાનો તમને લાભ મળત.

ચંદ્રભાગાને એ ઉપદેશમાં કંઇક ડહાપણુ લાગ્યું.

મદદગારે કહ્યું કે,–"ફીકર નથી હવે મને માર્ગ સુજયો છે. હું તમને તમારા નામથી એક એવી અરજી લખી આપીશ કે જે વાંચતાંજ અમલદાર તમારા બંધુને મુક્ત કરશે, અને તમને સહજ ઠપકો આપી જતાં કરશે અને ત્યાર પછી તમો સુખેથી પાછાં વિદાય થશો.

મદદગારના આ શબ્દોથી ચંદ્રભાગાને આશ્વાસન મળ્યું.

જેમ તેમ કરતાં રાત્રિ સુખરૂપ વ્યતિત થઇ પ્રાતઃકાળ થયું અને અજમેરનું ગંજાવર સ્ટેશન આવી પહોંચ્યું.

ચંદ્રભાગા અને તેનો મદદગાર ગાડીમાંથી ઉતર્યાં. સ્ટેશન બહાર ઘોડાગાડી તૈયાર હતી તેમાં બન્ને બેઠા અને ગાડી એક મ્હોટી હવેલી આગળ આવી ઉભી રહી. બન્ને ગાડીમાંથી ઉતર્યાં. ચાકરોએ સામાન ઉપાડી લીધો અને તેઓ હવેલીની અંદર ગયાં.

ચંદ્રભાગાને ચોથા માળે લઇ જવામાં આવી. એક બીછાનું બતાવવામાં આવ્યું અને ત્યાર પછી તે મદદગારે શંકરપ્રસાદની શોધ લગાડવાનું કારણ બતાવી રજા લીધી, પરંતુ જતી વખતે પ્રસ્તુત ઓરડાનું બારણું બંધ કરવામાં આવ્યું. અને તેને મજબુત તાળુ પણ વાસવામાં આવ્યું.

ચંદ્રભાગા આ બનાવથી આશ્ચર્યચકિત થઇ, તેણે બારણું ઉઘાડવા પ્રયત્ન કર્યો પણ તેમાં નિષ્ફળતા મળી. ચંદ્રભાગા સ્પષ્ટ સમજી શકી કે બહાર તાળું વાસવામાં આવ્યું છે વળી તેણે ઘણીજ ભયથી વચ્ચે જોયું કે અંદરની બારીઓને પણ બહારથી તાળાં વાસવામાં આવ્યાં હતા અને જે ઓરડામાં તેને સુ-

કવામાં આવી હતી તે ઓરડો એક કેદખાનાને લાયકજ હતો. ચંદ્રભાગા ખરી રીત્યે કેદ થયેલી હતી.

ચંદ્રભાગાએ ઘણી બુમો પાડી, પોકાર કર્યા, બારણું ખખડાવ્યું, ધમપછાડા કર્યા, પણ તેની દાદ કોઇએ સાંભળી નહિ. ચંદ્રભાગા હવે સમજી ગઇ કે તેની સામે ઠગાઇ કરવામાં આવી છે, નિર્દય રીત્યે તેને ફસાવવામાં આવી છે અને તેની જાત એક મ્હોટા જોખમ નીચે આવી પડી છે.

ચંદ્રભાગાએ ફરી ત્યાંથી છુટવાનાં ફાંફાં માર્યા પણ સઘળું વ્યર્થ ગયું. ચંદ્રભાગાએ માથા પટકયાં, પગ પટકયા, છાતી કુટી પણ કાંઇ વળ્યું નહી. જેને તે દયાળુ પુરૂષ માનતી હતી તે કોઇ લુચ્ચો ઠગ હતો, જેને તે પરોપકારી પુરૂષ માનતી હતી તે કોઇ હરામખોર હતો, જેને તે મદદગાર માનતી હતી તે એક જુલમગાર હતો.

ચંદ્રભાગા ઘણું રડી. રડી રડીને થાકી ગઇ, પછડાઇને પથારી પર પડી, માથાના વાળ વિખરાઇ ગયા, કપડાં અસ્તવ્યસ્ત થયાં, પથારી આંસુ વડે ભીંજાઇ ગઇ. ચંદ્રભાગાએ જીવનની આશા છોડી દીધી.

ડૂબતો માણસ તણખલું પકડીને પણ જેમ તરવાની આશા રાખે તેમ વારંવાર ચંદ્રભાગા પથારીમાંથી ઉભી થઇ આખા ઓરડામાં ફરતી હતી, વારંવાર બારણા પાસે આવતી હતી, કમાડની ફાટમાંથી જોતી હતી પણ કોઇ માણસનું નામ નીશાન ત્યાં નહતું, માત્ર એક ભીંત રસ્તા તરફ હતી અને તે બાજુએ છેક નીચે રસ્તા ઉપર આવતી જતી ગાડીઓનો, અને માણસોનો ખડખડાટ અવાજ સંભળાતો હતો પણ ચંદ્રભાગાની બુમ નીચે સંભળાય તેમ નહતું.

પ્રસ્તુત ભીંતે એક જાળી હતી પણ તે ઘણી ઉંચી હતી. મહા મુશ્કેલીથી હાથ પહોંચી શકતો હતો. એટલે તે જાળીમાંથી નીચે જોવાનો પણ કંઇ ઈલાજ નહતો.

ચંદ્રભાગાએ બારીનાં અને મુખ્ય દ્વારનાં કમાડ ખેંચવામાં પોતાનું ઘણું બળ અજમાવ્યું પણ તે પ્રયત્ન મિથ્યા હતો. કમાડ ઘણાં મજબુત હતાં.

ચંદ્રભાગાએ ઇંચે ઇંચ જમીન તપાસી ત્યારે તેને એક સ્થળેથી કોરો કાગળ અને પેનસીલ મળી આવ્યાં. ચંદ્રભાગાએ તે

સાધન હાથમાં લીધાં, પણ તે સાધન તો તેના દુઃખને વધારનારાં થઇ પડયાં.

" અરેરે ! જો હું ભણેલી હોત તો આ કાગળ અને પેનસીલ મ્હારા માટે સંજીવિનિ અમૃત રૂપ થઇ પડત, ડુબતા સમુદ્રમાંથી તરવાની નૌકા રૂપ થઇ પડત. સળગતા દાવાનળમાં વરસતા મેઘ સમાન થઇ પડત. આ કાગળમાં મ્હારી હાલતનું વર્ણન લખી આ જાળી દ્વારાએ રસ્તાપર તે પત્ર ફેંકત, પત્ર વાંચનારની તેમાં સહાય માગત અને આ પ્રભુમય વિશ્વમાં મને એકાદ પણ મદદ કરનાર મળી આવત. કેમકે જગત કંઇ દુષ્ટ માણસોથીજ ભરેલું હોતું નથી.

' સરોવર પાસે છે પણ પાણી પીવાને હાથ નથી, નૌકા પાસે છે પણ તેમાં પ્રવેશ પગ નથી, કાગળ પેનસીલ પાસે છે પણ લખવાનું જ્ઞાન નથી. ઓ પ્રભુ ! વિદ્યા દુઃખમાં કેવી મદદગાર થાય છે, તેનું આ દૃષ્ટાન્ત છે.

કાગળ પેનસીલ નકામાં થયાં, અને ચંદ્રભાગા પુનઃ પથારીપર પટકાઇ પડી. પૃથ્વી સાથે માથું પટકીને પુનઃ રોવાય તેટલું રડી.

વળી તેને એક વીચાર સુઝી આવ્યો, મ્હારા શરીર ઉપરના ઘરેણાં હવે શા કામનાં છે ? એ ઘરેણાંને એકે એકે રસ્તા પર ફેંકું. રસ્તે જતા આવતાઓનું તે તરફ ધ્યાન ખેંચાશે, તેઓ આશ્ચર્ય ચકિત થશે. ઘણા માણસો એકત્ર થઇ તે સંબંધમાં વિચાર ચલાવશે, અને ઘરેણાં ફેંકનારને તથા તે ફેંકવાના કારણને સોધી કહાડવા પ્રયત્ન કરશે અને તેના પરીણામે કદાચ મ્હારો બચાવ થશે. એમ વિચારી તેણે પાંચ પાંચ મીનિટના અંતરે એક એક દાગીનો જાળી દ્વારાએ બાહેર રસ્તાપર ફેંકવાનો પ્રયત્ન આરંભ્યો.

ચંદ્રભાગાએ તમામ દાગીના રસ્તાપર ફેંકયા, પણ કોઇ માણસ તેની સંભાળ લેવા સમીપ આવ્યું નહિ, તેથી તે અત્યંત નાસીપાસ થઈ.

ચંદ્રભાગાને પોતાના શીયળ સામે ભય હતો, શીયળને તે પોતાના પ્રાણ કરતાં પ્હેલું સ્થાન આપતી હતી. શીયળ ભંગનો સમય આવે તો, તેણે પ્રાણ તજવાનો નિશ્ચય કર્યો હતો. અને

માણુના મુકાબલે હાગીના કંઇ વિસાતમાં ન હતાં અને તેથી તેણે પ્રથમ દ્રવ્યભોગ આપ્યો હતો.

ચંદ્રભાગા પ્રભૂની સહાય માગતી હતી, "ગરૂડે ચઢીને વ્હેલા આવજો રે" એ ભજનને યાદ કરતી હતી, અને તેટલામાંજ ઓરડાનું બારણું ખડખડયું. તાળુ ઉઘડયું, અને સાથે દ્વાર પણ ઉઘડયાં.

આવનાર શું ચંદ્રભાગાના બચાવ માટે આવ્યો હતો. ?

## પ્રકરણ ૨૦ મું.

આવનાર બીજો કોઇ નહિ, પણ જે તેને અંદર પુરીને ગયો હતો તેજ હતો.

આવતાંજ તેણે ચંદ્રભાગાને કહ્યું—"તમારી મુખમુદ્રા કેમ આમ ઉદાસ જણાય છે ? શું તમને મ્હારા પ્રતિ કાંઇ સંદેહ ઉત્પન્ન થયો છે ? હું તમને આવી સ્થીતિમાં મૂકીને ગયો તેને લીધે તમે કંઇ વ્હેમમાંતો પડયાં નથી ને ?"

ચંદ્રભાગાએ ઉત્તરમાં આંસુ આપ્યાં. પુરૂષે કહ્યું—"હું જ્યારે તમારી પાસેથી ગયો ત્યારે રસ્તામાં મને ઘણો વિચાર થયો અને તે એ કે હું કંઇક ખુલાસો કરીને ગયો હોત તો તમે ધીરજ રાખીને અહીં રહી શકત. ખેર જે બન્યું તે ખરૂં. આ શહેરમાં લુચ્ચા માણસોનું મ્હોટું ટોળું ફરે છે. અને તેથી મ્હારી ગેરહાજરીમાં તમને કદાચ કોઇ ફરેબ દઇ મ્હારા નામે અહીંથી લઇ જાય, એમ ધારીને મેં તમને આ સ્થીતિમાં મૂક્યાં હતાં. તે શિવાય બીજું કાંઇ પણ કારણ ન હતું. હું તમારી પાસેથી સીધો તમારાજ કાર્ય માટે ગયો હતો. જે અમલદારની પાસે તમારા બંધુનું કામ હતું તેને હું મળ્યો. તમારી બધી વાત કહી સંભળાવી, તેની દયાને મેં ઉશ્કેરી. તેના ઉત્તરમાં તેણે મને એક અરજી તમારા નામથી લખાવી અને મેં મ્હારી જાતે લખી. આ અરજી આપવાથી તમારા બંધુને મુકતી થશે, અને તમારો પણ નીકાલ થઈ જશે. માટે અરજીમાં તમે તમારી સહી કરો.

ચંદ્રભાગાને ઉક્ત શબ્દોથી થોડુંક ધૈર્ય મળ્યું, અને તેથી તેણે દીન વચનથી કહ્યું—"હું ક્યારે ભણેલી છું. ?

"ફીકર નહિ, તમારા ડાબા અંગુઠાનું નિશાન કરો એટલે નીભાવી લઇશું."

ચંદ્રભાગાએ પૂછ્યું–"એ અરજીમાં શું લખ્યું છે."

સાંભળો, હું તે તમને વાંચી સંભળાવું કે જેથી અમલદારની સમક્ષ તે વાંચવાની જરૂર રહે નહીં અને તમારા બંધુને મળવામાં વધુ વિલંબ થાય નહીં" એમ કહી તેણે અરજી વાંચવી શરૂ કરી.

"આપની અરજદાર એક સ્ત્રી જાતિ છે. અને વળી કમનસીબે અભણ છે. સંકટ સમયે સાંકળ ખેંચવી જોઇએ, અને વિના કારણે સાંકળ ખેંચનાર સીક્ષાને પાત્ર છે એવી સુચના વાંચવાને તે અશક્ત છે. અને તે કારણથી જ તેની ભુલ થયેલી છે. જે ભુલને માટે મ્હારા બંધુ શંકરપ્રસાદે આપ નામદારની સીક્ષા સહન કરવાનું સ્વિકાર્યું છે. વસ્તુતઃ ગુન્હો મ્હારો છે, પણ તેમાં મ્હારી કંઇ બદયાનત નથી, હીંદમાં સ્ત્રી કેળવણી ઘણી ઓછી છે અને અભણ સ્ત્રીઓના હાથે એવી ઘણી ભૂલો થવી સંભવિત છે. સ્ત્રીઓ તરફ આપ નામદાર હંમેશાં ઉદાર છો અને તે ઉદારતા અને દયાનો હું દીનતાથી લાભ માગું છું. આશા રાખું છું કે મ્હારા નિર્દોષ બંધુને મુક્તિ આપશો, અને આ અપરાધીનિને દયાથી બચાવશો"

કેમ બરાબર લખ્યું છે ને ?

"હા"

"સાંભળો ત્યારે, હું તમને જે અમલદારની પાસે લઇ જાઉં છું તે તમને આ અરજી વિષે પૂછશે તેના જવાબમાં તમે શું કહેશો ?"

"એ શું પુછશે ?"

"એ પ્રશ્ન કરશે કે આ અરજીમાં લખેલી હકીકત બરાબર છે?"

"હું કહીશ કે બરાબર છે"

"બસ હું એજ કહેવાનો હતો"

"કદાચ એ એમ પૂછે કે આ અરજી હું તમને વાંચી સંભળાવું ? તો તમે શું કહેશો ?"

"શું કહું ?"

"એમ કહેવું કે એ અરજી મેં વંચાવીને સાંભળી છે અને ત્યાર પછી તે નીચે મ્હારૂં નીશાન કર્યું છે."

"ઠીક પણ ત્યાર પછી મ્હારો બંધુ મને મળશે કે નહીં ?

"અરે ! તેટલાજ માટે તો આ બધી કડાકુટ છે"

"બહુ સારૂ, ત્યારે આપણે જલ્દી જઇએ તો ઠીક."

"ગાડી નીચે તૈયાર છે.

"અને હું પણ તૈયાર છું."

ચંદ્રભાગાના હૃદયમાં નવી આશાનો અંકુર ફુટયો. તેના ભયની નિવૃતિ થઇ તેનું જીવન પુનઃ આશા ભર્યું થયું. તેણે એક છુટકારાનો દમ ખેંચ્યો. કપડાં ઠીક ઠાક કર્યાં. પણ તેજ વખતે પેલા ગૃહસ્થે પ્રશ્ન કર્યો કે તમારાં ઘરેણાં કયાં ગયાં ?

ચંદ્રભાગાએ સત્ય વાત કહી સંભળાવી.

"ત્યારે શું મ્હારા વિષે તમને કંઈ વ્હેમ છે ? એમ હોય તો પ્હેલેથી કહી દેજો.

"નહિ, હવે કાંઈ વ્હેમ નથી"

આ પ્રમાણે વાત ચાલે છે તેવામાં કેટલાક માણસોનું ટોળું ત્યાં આવી પહોચ્યું અને તેમણે પ્રશ્ન કર્યો કે "આ મકાનમાંથી નીચે ઘરેણાં કોણ ફેંકે છે ?

ચંદ્રભાગાએ કહ્યું–"હું ફેંકતી હતી.

"શા માટે ?" એક માણસે પ્રશ્ન કર્યો.

"મ્હારી મૂર્ખતા હતી, ખોટો વ્હેમ હતો." ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો. અને તેના અનુસંધાનમાં ચંદ્રભાગાનાં મદદગારે કહ્યું–આ બાઇ મ્હારા ત્યાં મેમાન છે. તેને કોઇ કોઈ વખત એવું દીવાનાપણું થઈ આવે છે માટે મ્હેરબાનીથી તે ઘરેણાં તેને પાછાં આપો.

"એ બાઇ કોણ છે, કયા ગામની છે, અહીં શા માટે આવી છે, તમારી સાથે તેનો શો સંબંધ છે ? તે અહીં કેવી હાલતમાં છે, તે રસ્તામાં ઘરેણાં શા માટે ફેંકતી હતી, તેને ખોટો વ્હેમ પણ શા કારણથી ઉપસ્થિત થયો હતો ? વસ્તુતઃ આ ઘરેણાં તેનાંજ છે કે બીજાનાં છે ? આ બાબતોની સંપૂર્ણ ખાત્રી થયા પછી કોર્ટદ્વારાએ હું એ ઘરેણાં જેનાં હશે તેને આપીશ." એમ કહી તે ગૃહસ્થે ત્યાંથી ચાલવા માંડયું.

ચંદ્રભાગાએ ઘરેણાં પાછાં મળવાની આશા મૂકી દીધી, અને તેથી તેને સહેજ દિલગીરી થઇ પણ તેના મદદગારે આશ્વાસન આપતાં કહ્યું; તમે તેની કાંઇ પણ ફિકર રાખશો નહીં. આ

માણસોમાંથી કેટલાકને હું ઓળખું છું એટલે તમારી વસ્તુઓ પાછી મેળવવામાં કાંઇપણ મુશ્કેલી નથી.

આવેલું ટોળું વિખરાઇ ગયું, અને ત્યાર પછી ચંદ્રભાગાને લઇ તેનો મદદગાર નીચે ઉતર્યો. ગાડી તૈયાર હતી તેમાં બેસીને તેઓ ત્યાંથી વિદાય થયાં.

એક ભવ્ય મકાનની આગળ ગાડી ઉભી રહી. ઉભય જણુ ગાડીમાંથી ઉતર્યાં અને તે ભવ્ય મહાલયમાં ગયાં.

એક સુશોભિત દીવાનખાનામાં ઉંચા આસને એક અમલદાર બેઠેલો હતો અને તે પોતાના કામમાં નિમગ્ન હતો.

પગરવ સાંભળી તેણે ચંદ્રભાગાની સન્મુખ જોયું અને તેજ વખતે તેણે અરજી તે અમલદારને રજુ કરી.

અમલદારે ચંદ્રભાગાને પ્રશ્ન કર્યો;—"કેમ આ અરજીમાં લખેલી હકીકત ખરી છે?

"હા, સાહેબ" ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો.

"આ અરજીની નીચે અંગુઠાનું નીશાન છે તે કોનું છે?" બીજો પ્રશ્ન થયો.

"મ્હારૂં છે" ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો.

બહુ સારૂ, જાઓ તમને રજા છે. ચંદ્રભાગા દીઙ્મૂઢ થઇ ઉભી રહી, પણ તેની સાથેના માણસે કહ્યું કે ચાલો હવે.

ચંદ્રભાગાએ પુછ્યું કે;—"મ્હારો બંધુ કયાં છે? તમે કહેતા હતા ને કે હું તમને મેળવીશ."

"હા, હા, ચાલો હું તમને મેળવું."

અમલદારે પૂછયું;—બંધુ કોણ?

મદદગારે કહ્યું;—જે કામને માટે આ આવી છે તેજ કામને માટે તેનો બંધુ પહેલો આવેલો છે અને તેને તે મળવા ઇચ્છેછે.

ચંદ્રભાગાએ કહ્યું;—હા સાહેબ, એ મ્હારી પ્હેલાં આવ્યો છે અને હું તેને મળવા ઉત્સુક છું.

"જાઓ ત્યારે આ માણસ તમને મેળવશે. શિવાય કંઇ કહેવું છે?" એ ભલા અમલદારે સૌન્દર્યવતી ચંદ્રભાગાની દયામણી મુખમુદ્રા જોઇને પૂછ્યું.

ચંદ્રભાગાએ કાંઇ ઉત્તર આપ્યો નહીં પણ તેજ વખતે એક અજાણ્યો ગૃહસ્થ આવી પહોચ્યો અને તેણે અમલદારને સંબોધી કહ્યું:—સાહેબ, મ્હારે આપને તેના સંબંધમાં કંઇક કહેવું છે.

અમલદાર, ચંદ્રભાગા, અને તેનો મદદગાર, એ અજાણ્યા ગૃહસ્થ તરફ એકીટશે જોઇ રહ્યાં.

## પ્રકરણ ૨૧ મું.

ચંદ્રભાગા જાળીદ્વારાએ ઘરેણાં ફેંકતી હતી તે તેના સદ્‌ભાગ્યે એક રસ્તે જતા ગૃહસ્થના શરીર સાથે અથડાયું. આ ગૃહસ્થ એક યાત્રાળુ હતો, અને યાત્રા કરતો કરતો અજમેર આવેલો હતો.

શરીર સાથે અથડાયેલું ઘરેણું જમીન પર પડયું અને યાત્રીએ તે પોતાના હાથમાં લીધું. જયારે અચાનક આમ બને ત્યારે પ્રત્યેકને અજાયબી થાય અને તેવી અજાયબી યાત્રીને થઈ. યાત્રીએ આસપાસ જોયું પણ કાંઈ ભેદ સમજાયો નહિ. તેવામાંજ એક બીજો દાગીનો ઉંચેથી નીચે પડયો.

"શું કોઇ સોનાના દાગીના આમ પત્થરની માફક ફેંકી દે?" યાત્રીના આશ્ચર્યની સીમા રહી નહીં. તેણે હવે લક્ષપુર્વક ચોતરફ જોયું. એટલામાંજ ત્રીજો સુવર્ણનો દાગીનો પડયો અને તે અમુક હવેલીના ઉંચેના માળામાંથી જાળીદ્વારાએ પડે છે એમ જણાયું. આ શોધ લાગ્યા પછી યાત્રીએ વધારે ધ્યાનથી જોયું. અને જે જે દાગીના ઉંચેથી પડયા તે તમામ તેણે ઝીલી લીધા અને તે દરમ્યાન આ જાદુઇ તમાશો જોવાને ઘણા માણસો ત્યાં એકત્ર થયાં.

આ વિચિત્ર બનાવમાં શું ભેદ સમાયલો હશે તેને માટે એકત્ર થયેલા માણસો અનેક તર્ક વિતર્ક કરવા લાગ્યા. કોઇ કહે એ ભુત પ્રેતનું કામ હશે, કોઇ કહે એ જાદુનો પ્રભાવ હશે કોઇ કહે એ કોઇ પકડાયેલા ચોરની યુક્તિ હશે અને કોઇ કહે એકાદ દીવાના માણસની મૂર્ખાઈ હશે.

ભુત પ્રેત અને જાદુને માનવાવાળા વ્હેમી માણસોતો ત્યાંથી ગભ્ભરાઈ ફરી ગયા. પણ જે યાત્રીના હાથમાં એ વસ્તુઓ આવી હતી તે અને કેટલાક બીજાઓ, સત્યભેદ શોધી કહાડવાને ત્યાં ઉભા રહ્યા. અને કેટલોક વિચાર કર્યા પછી જે હવેલીમાંથી એ વસ્તુઓ નીચે પડતી હતી તે હવેલીના મુખ્ય દ્વાર આગળ ગયા. ઉપર કોણ છે તે બાબતમાં પુછપરછ ચલાવી પણ સંતોષકારક ઉત્તર મળી શક્યો નહીં. ઉપર જવું કે નહિ તે સંબંધી વિચાર કરવામાં કેટલોક સમય નીકળી ગયો. અને ત્યારપછી બધા સાથે

મળી ઉપર ગયા. ચોથે માળે પહોંચ્યા તો ત્યાં એક સૌન્દર્યવતી સ્ત્રી, અને પુરૂષને જોયા.

સ્ત્રી એ ચંદ્રભાગા હતી, અને પુરૂષ એ તેનો મદદગાર હતો. ચંદ્રભાગાએ તે ઘરેણાં પોતાનાં ઓળખ્યાં અને પુરૂષે તેની માગણી કરી પણ જે યાત્રીના હાથમાં એ વસ્તુઓ આવી હતી તેને ઘણો શક ઉત્પન્ન થયો. તે વ્હેમે ભરાયો અને વધુ ખાત્રી કર્યા પછી ઘરેણાં આપવાના નિશ્ચય ઉપર તે આવ્યો.

યાત્રીએ જ્યારે કોર્ટદ્વારાએ દાગીના આપવાનું કહ્યું ત્યારે બીજા માણસોતો પોબારા ગણી ગયા. કારણ કે તેમને સાક્ષીમાં દોરાવું પડે, ઉદ્યોગી સમયનો ભોગ આપવો પડે, કોર્ટના કામમાં આટો અને આવરદા થાય, એ વિના કારણની ઉપાધિમાં કોણ પડે? એવા વિચારથી જીવન હેતુ નહી સમજનાર સામાન્ય માણસો એ ઉપાધીમાંથી ખસી ગયા. પણ પ્રસ્તુત યાત્રી સામાન્ય પંક્તીનો માણસ નહતો, તે પોતાના જીવન હેતુને સમજતો હતો, સત્ય શું છે તે શોધવાને ઉમંગી હતો તેથી તે ત્યાંથી ખસ્યો નહિ, પણ જેમ એક આલાક ડીટેકટીવ મ્હોટા ગુન્હાનો ભેદ સોધી કહાડવાને પોતાની હોય તેટલી ચાતુર્યતા અજમાવે છે તેમ તે આ બનાવમાંનો સત્ય ભેદ શોધી કહાડવાને પ્રસ્તુત હવેલીની સમીપના એક મકાનમાં છુપાઇ રહ્યો અને હવે ત્યાં કોણ કોણ આવે છે, કોણ કોણ જાય છે અને શું શું થાય છે તે જોવા, જાણવાને ટમટમી રહ્યો. કેટલોક સમય વ્યતિત થયા પછી ચંદ્રભાગા અને તેનો મદદગાર ગાડીમાં બેસી નિકળ્યાં, અને તેજ વખતે બાહોશ યાત્રી પણ તેમની પાછળ નીકળ્યો અને ગાડી ભાડે કરી લાગુ થયો. જે ઓફીસમાં તેઓ ગયાં તેજ ઓફીસમાં યાત્રી ગયો. અને ત્યાં જે કંઇ બન્યું તે તેણે જોયું અને જાણ્યું. અને તેથી પ્રતિપળે તેનો સંદેહ વધતો ગયો. છેવટ તે પ્રકટ થયો, અને અમલદારને નિડરતાથી કહ્યું કે—"મ્હારે એ સ્ત્રીના સંબંધમાં આપને કહેવું છે."

અમલદારે કહ્યું; જે કહેવું હોય તે ખુશીથી કહો.

"મહેરબાની કરીને એ બાઇને પ્રશ્ન કરો કે તમે કોણ છો? ક્યાંના રહેવાશી છો, અને અહીં કેમ આવ્યાં છો?" યાત્રીએ કહ્યું.

અમલદારે ઉત્તર આપ્યો—" એ બધી વિગત તેણે પોતાની અરજીમાં જણાવી છે." ભેદ હોય એમ મને લાગ્યું છે. એ બાળા કોઇ જાતના ભયમાં હોય એમ તેની મુખમુદ્રા ઉપરથી જણાય છે અને એકંદરે વધારે તપાસમાં કંઇક જાણવા યોગ્ય બાબત નીકળી આવે એવા સંજોગો છે."

"બહુ સારૂ, ત્યારે તમે પોતેજ એ બાઇને જે પુછવું હોય તે પુછો."

ગુંદરથી જેમ કાગળ ચોંટે તેમ ચંદ્રભાગાનો મદદગાર પૃથ્વી સાથે ચોંટી ગયો. તેનું હૃદય પીંપળના પાનની પેઠે ધ્રુજવા લાગ્યું. મુખ ઉપર પ્રસ્વેદ છુટયો અને શ્વાસોશ્વાસ વધવા લાગ્યો.

યાંત્રીએ ચંદ્રભાગાને પુછયું—" બહેન! તમે શરમાશો નહિ, આ તો માબાપની કચેરી છે, પ્રભૂનો દરબાર છે, ન્યાયનું મંદીર છે. માટે નિર્ભય થઈ સત્ય હોય તે કહેજો. શું તમે ફરીયાદ કરવાને અહીં આવ્યાં છો?

"હા" ચંદ્રભાગાએ ટુંક ઉત્તર આપ્યો.

"તમારી શું ફરીયાદ છે?"

"મ્હારા બંધુને કેદમાંથી છોડાવવા બાબતની."

"શું તમારો બંધુ કેદમાં છે?"

"હા."

"તમને કોણે કહ્યું."

"આ માણસે."

"શું તમારા બંધુએ કાંઈ અપરાધ કર્યો છે?"

"ના."

"ત્યારે તે શા માટે કેદમાં હોય?"

"શું વગર અપરાધે ઘણાઓ કેદ જતા નથી?" ચંદ્રભાગાએ પ્રશ્ન કર્યો.

"થાય છે. પણ મ્હારા કથનનો ભાવાર્થ એ છે કે શું આરોપ મૂકીને તમારા બંધુને કેદ કરવામાં આવ્યો છે?"

"રેલ્વે ગાડી ઉભી રાખવાની સાંકળ મ્હારા હાથે તુટી, પણ ગાર્ડ અને પોલીસની તપાસમાં મ્હારા બંધુએ તે અપરાધ તેના ઉપર લીધો અને તેથી તેને પકડી અહીં આણવામાં આવ્યો છે.

તમને અરજી આપવાની સલાહ કોણે આપી?

"આ માણસે."

"તમને અહીં અજમેરમાં લાવ્યું કોણ.

"એજ માણસ."

"તેણે શું કહ્યું હતું?"

"તેણે કહ્યું કે તમારા બંધુને અજમેર લઇ ગયા છે. માટે તમે મારી સાથે ચાલો. મ્હારે અમલદારોની સાથે ઓળખાણ છે ત્યાં એક અરજી આપવાથી તમારા બંધુને મુક્તિ મળશે."

"ઠીક, પછી તમે અરજીમાં શું લખાવ્યું?

"અપરાધ મ્હારો છે, મ્હારો બંધુ નિર્દોષ છે. હું સ્ત્રી જાતિ છું, અજાણ છું. માટે દયા કરી મ્હારા બંધુને છુટો કરો."

"સાહેબ, શું અરજીમાં એવી મતલબ છે?"

અમલદારે કહ્યું નહિ, અરજી અન્ય બાબતમાં છે, લ્યો તે વાંચી જુઓ.

યાત્રીએ અરજી વાંચવા માંડી.

હું નીચે સહી કરનાર કોર્ટ સમક્ષ હાજર થઇ આ લેખથી એવો કરાર કરૂં છું કે મથાળે જે કંપનીનું નામ છાપેલું છે તે કંપનીમાં દશ વર્ષ પર્યંત માસીક રૂ. ૨૦) ના પગારથી મજુર તરીકે કામ કરવાને હું બંધાઉં છું. કંપનીના ધારા પ્રમાણે નીમકહલાલીથી અને કાળજીથી જે જે કામ બતાવવામાં આવે તે તે કામ મ્હારે કરવું, જ્યાં જ્યાં લઇ જવામાં આવે ત્યાં ત્યાં જવું, મુદત પુરી થતાં સુધી કંપનીના તાબામાં રહેવું અને જો તેમ કરવામાં કસુર કરૂં તો, ધારા પ્રમાણે જે સજા થાય તે હું ભોગવું અને થયેલી નુકશાની પગારથી પુરી કરૂં. આ લેખ મારી રાજીખુશીથી અક્કલ હુંશીયારીથી, બીન કેફથી, મારા હિતનો પુરો વિચાર કર્યા પછી લખી આપ્યો છે તે સહી છે.

ચંદ્રભાગા આ કરાર વાંચતાંજ જાણે મૃત અવસ્થામાં આવી પડી હોય એવી થઇ ગઇ અને જમીન ઉપર બેસી ગઇ.

યાત્રીએ કહ્યું—"શું આ કરાર તમે લખી આપ્યો છે?

"આ પ્રભુ! હું આ શું સાંભળું છું." તેણે પેલા પાપી પુરૂષની સન્મુખ જોઇ પુછ્યું. "એ દુષ્ટ! તેં આ શું લખ્યું છે?

યાત્રીએ પૂછ્યું—"અને શું તમારૂં નામ ચંદ્રભાગા છે?

"હા."

"અને તમારા બંધુનું નામ?

" શંકરપ્રસાદ.

" ત્યારે તો તમે ગુણવંતરાયના પુત્રી કેમ ?

" હા, શું આપ મને ઓળખો છો ? આપનું નામ ?

" હું, મ્હારી ઓળખાણ પછીથી આપીશ.

" વારૂ, પણ તમે તો ભણેલાં હતાં. "

" નહિ અને તેથી તો આ મ્હારી કમબખ્તી છે. "

" વારૂ, આ ઘરેણાં કોનાં છે ?

" મ્હારાં છે.

" બારીદ્વારાએ ઘરેણાં જાહેર રસ્તા ઉપર ફેંકવાનું કારણ શું ?

" એ પાપીએ મને અહીં લાવી, એક ઓરડામાં મુકામ આપ્યો અને ત્યાર પછી તેનું બારણું બંધ કરી તાળું દઇ તે બહાર ગયો. મને તેની વર્તણુક શક ભરેલી લાગી અને તેથી રસ્તે જતા આવતાઓની મદદ મેળવવાને મેં ઘરેણાં ફેંકવાનો પ્રયોગ કર્યો.

" અને ખચીત એ પ્રયોગમાં તમે ફતેહમંદ થયાં નહિતો થોડાજ દીવસોમાં તમે ફીજીના ટાપુમાં એક ગીરમીટીયા મજુરની પંકતીમાં મુકાયાં હોત. "

" ત્યારે શું મારા બંધુને અહીં આણવામાં આવ્યો નથી ?

" અરે ભલી બાઇ ! શું એવા એક ન્હાનામાં ન્હાના અપરાધને માટે એવો જુલમ હોઇ શકે ? તમારા બંધુને સહજ ઠપકો મળ્યો હશે કે કદાચ પાંચ દશ રૂપીયા દંડ થયા હશે વધુમાં વધુ પચાસ રૂપીયા દંડ થયા હશે અને તેતો કયારનોએ પોતાના ઘેર પહોંચ્યો હશે અને તમારી શોધખોળ ચલાવતો હશે.

" ત્યારે હવે મારૂં અહીં શું થશે.

" તમે હવે અહીં નિર્ભય છો. "

આ પ્રમાણે વાર્તાલાપ ચાલ્યા પછી યાત્રી અને અમલદાર વચ્ચે પેલા પાપી પુરૂષના સંબંધમાં વાટાઘાટ ચાલી. ચંદ્રભાગા રોકાય તેમ હોય તો તે પાપીને તેના કૃત્યનું ફળ મળવાનો માર્ગ સરળ હતો. પણ ચંદ્રભાગા એવી હાલતમાં હતી કે તેને વધુ વખત રોકી રાખવી, એ તેને મૃત્યુના મુખમાં મોકલવા સમાન હતું, વળી તે અમલદારને પણ તેમાં કેટલાક અંશે મૂર્ખ બનવા જેવું હતું. તેથી એ વાતને ટુંકામાંજ આટોપવાનું પસંદ કરવામાં આવ્યું. પાપી પુરૂષને સખ્ત ઠપકો આપી જતો કરવામાં આવ્યો. ચંદ્રભાગાને કોર્ટ રૂબરૂ બધાં ઘરેણાં સ્વાધીન કરવામાં આવ્યાં, અને ત્યાર પછી ચંદ્રભાગા તે યાત્રીની સોબતમાં ત્યાંથી ચાલી ગઈ.

## પ્રકરણ ૨૨ મું.

જે યાત્રીએ ચંદ્રભાગાને મહાન આફતમાં ડુબી મરતાં બચાવી, તે યાત્રી શ્રીપ્રસાદ હતો કે જેની સાથે ચંદ્રભાગાનું લગ્ન કરવાનો ગુણવંતરાયે પ્રથમ વિચાર કર્યો હતો, અને જેણે ચંદ્રભાગાને તેની સંમતી જાણવા બાબતનો પત્ર લખ્યો હતો કે જેનો ઉત્તર તેને નહિ મળવાથી તેણે નિરાશ થઇ, અન્ય સ્થાને લગ્ન કર્યું હતું.

શ્રીપ્રસાદના ગુણોનું વર્ણન પ્રથમ આલેખવામાં આવેલું છે. તે એક વિદ્વાન અને શ્રીમંત ગૃહસ્થ હતો એટલુંજ નહિ પણ એક ઉત્તમ હીંદી હતો.હમણાં તેને દેશની અને સમાજની સેવા કરવાનો રંગ લાગ્યો હતો. સ્વદેશી વસ્તુઓ ઉત્પન્ન કરવા તરફ તેનું ધ્યાન ખેંચાયું હતું, અને દેશની ઉત્તમ ભક્તિ કરવા માટે તે એક આવશ્યક માર્ગ છે એમ તેને લાગ્યું હતું. સ્વદેશીના સંબંધમાં પ્રકટ થતાં સાહિત્યો તે ધ્યાનપૂર્વક વાંચતો હતો અને તેથી તેના હૃદય ઉપર વધુને વધુ રંગ લાગતો હતો. આર્થિક સ્થિતિથી તે એક મ્હોટું કારખાનું કહાડવાને શક્તિમાન હતો પરંતુ પોતાનું દ્રવ્ય સ્વદેશી માલને ઉત્તેજન આપવામાં ખર્ચાય તો તેણે દેશની અને રાજ્યની અમુલ્ય સેવા બજાવેલી ગણાય એમ તેને લાગ્યું હતું. તેણે પોતાના હૃદયમાં કંઈ કંઈ સંકલ્પ કરી રાખ્યા હતા. દેશમાં અન્ન વસ્ત્ર વગર પીડાતી વિધવાઓને માટે ખુલ્લા મેદાનમાં એક ભવ્ય આશ્રમ બંધાવવું અને વિધવાઓ તેમાં પોતાના ઘરની માફક રહી શકે તેવો પ્રબંધ કરવો. તેમને ન્હાના ન્હાના ઘરગતુ હુન્નર ઉદ્યોગ શીખવવા, અને મુખ્યત્વે રેંટીયાવતી સુતર કાંતતાં શીખવવું. સારા જથામાં સાળો આણી તેમાં સ્વદેશી કાપડ વણાવવું અને તે વસ્તુઓ માત્ર અમુક નફાથીજ વેચાય તેમ સ્વદેશી ભંડાર જ્યાં જ્યાં બની શકે ત્યાં ત્યાં સ્થાપવા. વિદેશમાં બનતી જે જે વસ્તુઓ ઉપર આધાર રાખવાની ફરજ પડતી હોય તે વસ્તુઓ આ દેશમાંજ ઉત્પન્ન કરી શકાય તેવું શિક્ષણ પ્રાપ્ત કરવાના ઉદ્દેશથી વિદેશગમન કરવા ઇચ્છનારને શિષ્યવૃત્તિઓ આપવી અને જે લોન માગે તેને લોન ધીરવી. ”

આ પ્રમાણેના વિચારો આચારમાં મૂકવાને તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો, પણ આ વાત કંઈ બાળકોની રમત જેવી નહતી. એ

કાર્યની સિદ્ધિ માટે તેને કેટલુંક અવલોકન કરવાની, અને અભ્યાસ કરવાની જરૂર હતી, અને તે ઉદ્દેશ બર આણવાને તે જ્યાં જ્યાં હાથ વણાટનાં કામ થતાં હોય તે પ્રત્યક્ષ જોવાને યાત્રાએ નીકળ્યો હતો. મદ્રાસમાં, અને કાશીક્ષેત્રમાં તેણે આવાં કેટલાંક કારખાનાં જોયાં. ત્યાંથી જયપુર આવ્યો, અને જયપુર જાણે સ્વદેશી વસ્તુઓ ઉત્પન્ન કરવાનું એક કેન્દ્ર સ્થાન હોય, અથવા દેશી કારીગરીને સુરક્ષિત રાખવાનું નિર્ભય સ્થાન હોય એમ લાગ્યું, વળી ત્યાંથી તેણે કેટલાંક શહેરો અને ગામડાંઓમાં પર્યટન કર્યું. અને જ્યાં જ્યાં જોવા યોગ્ય હતું તે જાણી લીધું અને ત્યાંથી અજમેર આવ્યો. જ્યાં ઉપર પ્રમાણેનો બનાવ બન્યો. હજુ પણ શ્રીપ્રસાદને ઘણે સ્થળે ફરવાનું હતું પણ ચંદ્રભાગાને નિર્ભયસ્થાને પહોંચાડવી એ વિશેષ જરૂરનું હતું.

ચંદ્રભાગાને જ્યારે તેણે પ્રથમ જોઇ ત્યારે તેને એમ લાગ્યું હતું કે તે મુખમુદ્રા તેણે પહેલાં જોઈ હતી અને જ્યારે તેનું નામ ચંદ્રભાગા છે, અને તેના બંધુનું નામ શંકરપ્રસાદ છે એમ તેણે સાંભળ્યું. ત્યારે તો તેને બરાબર ઓળખી લીધી, અને તેનો બચાવ પોતાના હાથે થવા માટે સ્વાભાવિક આનંદ થયો.

ચંદ્રભાગા ભણેલી નહિ હોય એવી શ્રીપ્રસાદને કલ્પના પણ નહતી અને તેથીજ શ્રીપ્રસાદે તેના ઉપર પત્ર લખ્યો હતો અને ઉત્તર માટે યાચના કરેલી હતી, પણ આ પ્રસંગે શ્રીપ્રસાદ સમજી શકયો કે ચંદ્રભાગા અભણ હતી અને તેથી તે ઉત્તર આપવાને અસમર્થ હતી.

ચંદ્રભાગાએ એક અજાણ્યા માણસ ઉપર અંધ વિશ્વાસ રાખ્યો એ મ્હોટી ભુલ કરી હતી એ વાત શ્રીપ્રસાદના હૃદયમાં શલ્યરૂપ લાગી છતાં ચંદ્રભાગાના પ્રેમની દ્રઢતા, અમુલ્યતા, આતુર્યતા, અને પ્રાણ આપવાની તત્પરતાનું તેને દીગદર્શન થયું. તે કારણોથી ચંદ્રભાગા પ્રતિનું માન અધિક વૃદ્ધિ પામ્યું. ચંદ્ર-ભાગા એક સામાન્ય સ્ત્રી નથી, પણ એક દેવી છે એમ તેને હવે અનુભવથી જણાયું.

જે પાપી પુરૂષે ચંદ્રભાગાને પોતાની જાળમાં ફસાવી હતી, તે ગીરમીટીયા મજુરોને પ્રાપ્ત કરનાર આડતીઓ હતો, એજ કાર્યને માટે તે મુસાફરી કરતો હતો અને આવીજ રીતે તે નિર્દોષ અને ભોળાં માણસોને ફસાવતો હતો.

રેલ્વેમાં ચંદ્રભાગાની વાત સાંભળી તેને પોતાની જાળમાં ફસાવવા તેને યુક્તિઓ આદરી અને બંધુ પ્રેમમાં દીવાની બનેલી ચંદ્રભાગા તેની જાળમાં આવી પડી.

પાપીનો મુખ્ય ઇરાદો એ હતો કે બીજી ટાપુમાં લઇ જઇ તેની ખુબસુરતીના સ્વામી થવું અને પાપી વિચારો સિદ્ધ કરવા. એવાજ ઉદ્દેશથી તેણે અરજીના બ્હાને કરાર લખી લીધો. પરંતુ શ્રીપ્રસાદે તેને નર્કમાં પડતાં બચાવી લીધી.

શ્રીપ્રસાદ ચંદ્રભાગાને લઇને પોતાના વિશ્રામસ્થાન ઉપર આવ્યો, ભોજન માટે યોગ્ય પ્રબંધ કર્યો, અને હવે તદ્દન નિર્ભયતા છે એવું આશ્વાસન આપ્યું.

દુધથી દાઝેલું હોય તે છાશથી પણ ડરે એવી હાલત ચંદ્રભાગાની હતી, અને તેનું કારણ એ હતું કે ચંદ્રભાગાએ શ્રી-પ્રસાદને ઓળખ્યો નહતો. કોણ જાણે આ માણસ વળી તેને કેવી ઉપાધીમાં મૂકશે એવી ચીંતા તેને થાય એ ઘણું સ્વાભાવિક હતું. ચંદ્રભાગા દુઃખથી તદ્દન લેવાઈ ગઇ હતી, તે મુખમાંથી એક શબ્દ પણ ઉચ્ચારતી નહતી, તૃષા લાગી હોય છતાં પાણી માગતી નહતી. અને તેથી શ્રીપ્રસાદને તેની વધુ સંભાળ લેવાની જરૂર પડતી હતી.

શ્રીપ્રસાદ ચંદ્રભાગાને એકાન્ત આપવાનું વધારે પસંદ કરતો હતો. કારણ કે ચંદ્રભાગાની આંખમાં ભયનાં ચિહ્ન પ્રત્યક્ષ જણાતાં હતાં. મુખ ઉપરની વિષાદ છાયા ખુલ્લી પ્રતિત થતી હતી.

ચંદ્રભાગાને પ્રત્યેક પળ વર્ષ જેટલી લાંબી લાગતી હતી. એકાન્તમાં એકલી અટુલી તે કરે પણ શું ? ભણેલી હોય તો એકાદ પુસ્તક વાંચીને પણ સમય વ્યતિત કરે, વર્તમાનપત્ર વાંચીને પણ વખત ગાળે પણ અભણ બીચારી ચંદ્રભાગાને તો દીવાલોની સામુ જોઇને મકાનની છતપર દ્રષ્ટી સ્થીર કરીને સમય ગાળવાનો હતો. બગાસાં ખાઇ વખત વ્યતિત કરવાનો હતો.

ગાડી ઉપડવાને માત્ર એકજ કલાક બાકી રહ્યો એટલે શ્રીપ્રસાદે સ્ટેશન ઉપર જવાની તૈયારી કરી. સામાન બાંધી તૈયાર કર્યો, ભાડાની ગાડી મંગાવી, અને પછી ચંદ્રભાગાને કહ્યું કે– ચાલો, ગાડી તૈયાર છે.

ચંદ્રભાગા ભયથી ધ્રુજી તદ્દન અશક્ત માણસ જેમ પરાણે ઉભુ થાય તેમ તે ઉભી તો થઈ પણ જાણે તેનું બળીદાન આપ-

વાને માટે તેને લઇ જવામાં આવતી હોય એવી તેની સ્થીતિ થવા માંડી. ભયથી કંપતાં તેણે પૂછયું,–"મને ક્યાં લઇ જશો?" આ શબ્દોમાં એવી મૃદુતા હતી કે શ્રીપ્રસાદના હૃદયમાં તેથી દુઃખ થયું.

"ચંદ્રભાગા તમે ગભરાશો નહિ, હું તમને સુખશાન્તીથી તમારા પિતાના ત્યાં પહોચાડીશ. તમે એક વખત ઠગાયાં છો એટલે હંમેશ ઠગાશો એમ તમારે માનવું નહીં." શ્રીપ્રસાદે ધૈર્ય આપ્યું.

ચંદ્રભાગા ઘોડાગાડી પાસે ગઇ; પણ અંદર બેસતાં વળી અચકાઈ. તેણે પ્રશ્ન કર્યો,–આ ગાડી સ્ટેશન ઉપરજ જશેને ?

"હા. હા. સ્ટેશન ઉપરજ જશે. તમે આમ શંકા શા માટે કરો છો. તમારો ભય હવે સદાને માટે નષ્ટ પામ્યો છે"

ગાડી ચાલી. અને સ્ટેશન આવી પહોચ્યું. શ્રીપ્રસાદે ટીકીટો ખરીદ કરી. ત્યાર પછી તેણે ચંદ્રભાગાને પૂછયું–તમે સ્ત્રી-ઓના ડબામાં બેસી શકશો ? હું વખતોવખત તમારી સંભાળ લેતો રહીશ. મ્હારી સાથે બેસવાથી તમને સંકોચ થશે અને સ્ત્રીઓના ડબામાં ફક્ત સ્ત્રીઓજ હશે. તેમની સાથે તમે છુટથી વાર્તાલાપ કરી શકશો."

"તમે જેમ કહો તેમ હું કરૂં. પણ મને એકલી જોઇ કોઇ ફસાવશે તો નહિને ?" ચંદ્રભાગાએ આમ બોલતાં રડી દીધું.

"ચંદ્રભાગા ! તમે આમ રડો છો શા માટે ? હું તમને કયા શબ્દોવડે આશ્વાસન આપું ? શું તમને સર્વત્ર ભય, ભય, અને ભય શિવાય બીજું કંઇ જણાતુંજ નથી ?

"હા, હું ભયમાં ઘેરાયલી છું"

"વારૂ, ત્યારે જો તમને હરકત ન હોય તો મ્હારી સાથે બેસો."

ચંદ્રભાગાએ મૌન્ય સંમતી આપી અને શ્રીપ્રસાદ તથા ચંદ્ર-ભાગા બીજા વર્ગની ગાડીમાં ચહડી બેઠાં.ચંદ્રભાગાને એક બેઠક ઉપર બેસી જવાનું શ્રીપ્રસાદે કહ્યું. ચંદ્રભાગા ત્યાં બેસવા ગઈ પણ તેજ વખતે તેણે પેલી સાંકળ જોઇ અને ત્યાંથી તે દસ કદમ દુર નાઠી.

શ્રીપ્રસાદે પૂછયું, શું છે ?

"એ તો પેલી સાંકળ, કે જેને લીધે મ્હારા ઉપર દુઃખનાં વૃક્ષ ઉગ્યાં."

"કંઇ ફીકર નહિ તમે નિશ્ચિંત થઇ બેસી જાઓ, અને સુઇ રહેવું હોય તો સુઇ જાઓ. હવે દુઃખની છાયા પણ તમારી સમીપ આવી શકે તેમ નથી.

## પ્રકરણ ૨૩ મું.

રાત્રીનો સમય હતો. શ્રીપ્રસાદ એક પુસ્તક વાંચવામાં નિમગ્ન હતો. અને ચંદ્રભાગા તો મૌન્યવ્રત ધારણ કરીને બેસી રહી હતી.

ચંદ્રભાગા ઉપર નિદ્રાદેવીએ પોતાની સત્તા જમાવી અને તેથી તે બાંક ઉપર સુઇ ગઇ.

શ્રીપ્રસાદ પ્રસંગોપાત ચંદ્રભાગાની સ્થીતિનું નિરિક્ષણ કરતો રહેતો હતો. જ્યારે તેણે જોયું કે ચંદ્રભાગા નિદ્રાવશ છે ત્યારે તેણે કંઇ પણ ખડખડાટ ન થાય એવી સંભાળ રાખી. કેમકે તેને કેટલા દિવસોના ઉજાગરા હશે એવી કલ્પના કરી હતી.

વિજળીના દીવાનો પ્રકાશ ચંદ્રભાગાના ધવલ મુખચંદ્ર ઉપર પડતો હતો. તેના કેસ નાગણોની પેઠે આમ તેમ વીખરાયેલા હતા. શ્રીપ્રસાદે તે ખુબસુરતીનું અતૃપ્ત નેત્રે નિરિક્ષણ કર્યું. તેણે પોતાના મનમાંજ કહ્યું, "આ સ્વર્ગની દેવી ચંદ્રભાગા ? આ નિર્દોષતાની મૂર્તિ ! પરમાત્માએ જ્યારે તને આટલું સૌન્દર્ય આપ્યું હતું ત્યારે ત્હારી માતાએ, અને ત્હારા પિતાએ તને અવશ્ય વિદ્યાદાન આપવું જોઇતું હતું. આહા ! ત્હારામાં હું જે કંઇ જોઉં છું તે ઉપરથી હું એમ કહી શકું છું કે તને પ્રાપ્ત કરવા જેવું મ્હારૂં ભાગ્ય નહતું અને જે ભાગ્યશાળી હતો તેણેજ તને પ્રાપ્ત કરી છે. ચંદ્રભાગા ! તું અભણ છે એવું જો મેં તે વખતે જાણ્યું હોત તો હું પત્ર લખવાને બદલે રૂબરૂ મળી પુછપરછ કરવાની તક મેળવત. અરે ? પણ તું અભણ છે એવું જો મેં તને જોયા પહેલાં જાણ્યું હોત તો ત્હારા પિતાના ઘેરાં ભાગ્યેજ આવ્યો હોત, પણ એક સ્રીની સૌન્દર્યતા, મોહકતા અને આવી નિર્દોષતા હોઇ શકે છે એવું મેં પ્રથમ જાણ્યું હોત તો તને પ્રાપ્ત કરવાને હું કદી પણ ચુકત નહિ. પણ હવે મને ત્હારી સૌન્દર્યતાનું વર્ણન કરવાનો કાંઇ પણ હક નથી. તને નિહાળીને જોવું એમાં પણ પાપ છે. ચંદ્રભાગા ! તું ડરીશ નહિ, હું તને પવિત્ર ભાવે જોઉં છું. મનુષ્યો જેમ એક દેવીનાં દર્શન કરી પવિત્ર થાય તેમ હું ત્હારા દર્શનથી પવિત્ર થાઉં છું. ત્હારા જેવી એક સ્વર્ગીય સુંદરી મ્હારી થવાની હતી

એટલી બીના ત્હારૂં હંમેશાં ભલું ઇચ્છવાને માટે બસ છે. મ્હારા હાથે ત્હારૂં કંઈક હિત થયું એ મ્હારૂં સદ્‌ભાગ્ય છે.

ચંદ્રભાગાની રાત્રી નિદ્રામાંને નિદ્રામાં વ્યતિત થઇ ગઇ. પ્રાતઃ સમય થયો, અને ગાડી છેલ્લા સ્ટેશને આવી પહોંચી.

"ચંદ્રભાગા ! ચંદ્રભાગા ! હવે જાગૃત થાઓ." ચંદ્રભાગા ઝબકીને જાગી ઉઠી.

"ચાલો, હવે આ ગાડીમાંથી ઉતરી બીજી ગાડીમાં બેસવું પડશે"

ચંદ્રભાગા તૈયાર થઇ. સ્ટેશન આવી પહોચ્યું. અને બધાઓએ ભાડાનું સ્થાન ખાલી કર્યું.

બીજી ગાડીમાં બેસવાને હજુ ઘણો વિલંબ હતો તેથી મુખપ્રક્ષાલન, દંતધાવન, ઇત્યાદી નિત્યકર્મ કરી ચંદ્રભાગા અને શ્રીપ્રસાદ તૈયાર થયાં. અને ત્યાર પછી બીજી ગાડીમાં તેઓ ગયાં, સેકન્ડ કલાસના ડબામાં તેમણે સ્થાન મેળવ્યું. ગાડી ઉપડવાને હજુ વિલંબ હતો.

ચંદ્રભાગાને હવે પોતાના સોબતી ઉપર વિશ્વાસ આવ્યો હતો. તે એક ભલો; અને શુદ્ધ ચારિત્ર્યવાન પુરૂષ છે એવી તેની ખાત્રી થઈ હતી. અને જેને તે પહેલાં ભયની દૃષ્ટિથી જોતી હતી તેને તે હવે, આભારદર્શક દૃષ્ટિથી જોતી હતી. અને તેથી તો તેનું સૌન્દર્ય સહસ્ર ગણું વધી જતું હતું.

વિધુતનો ચમકારો જેમ આકાશમાં થઇને ચાલ્યો જાય તેમ સ્મીતનો ચમકારો ચંદ્રભાગાના અધર પર હવે કોઇ કોઇ પળે પ્રતિત થતો હતો. તેની આંખમાં પણ હાસ્યનું ન્હાનામાં ન્હાનું રજકણ જણાતું હતું.

શ્રીપ્રસાદની ચક્ષુઓનો ઘણો ભાગ પુસ્તકમાંજ પરોવાયેલો રહેતો હતો. ચંદ્રભાગા પોતાના હ્રુદયમાં વિચારતી હતી કે, આ પુસ્તકોમાં તે અમૃતના ઘુંટડાજ ભરેલા હશે કે ? મને તો એમ લાગે છે કે એકાદ સાક્ષરને કોઇ વાઘ પકડીને ગુફામાં લઇ જાય અને જો ત્યાં તેમને એકાદ પુસ્તક વાંચવાનું મળે તો તેઓ ભય કરતાં પુસ્તક વાંચવાના આનંદને પ્હેલું સ્થાન આપે.

જે ગાડીમાં પ્રથમ તેને વીત્યું હતું, તેજ ગાડી આ હતી એટલું તો ચંદ્રભાગા સમજી હતી. અને તેથી પ્રત્યેક સ્ટે ન

આવતી વારંવાર તે બ્હાર ડોકીયું કરીને જોતી હતી.

"તમે કોને શોધો છો ચંદ્રભાગા?" શ્રીપ્રસાદે પૂછ્યું.

"હું મ્હારા બંધુને શોધું છું"

"એટલે શું હજુ પણ તમારો બંધુ અહીંજ હશે એમ તમે ધારો છો?"

"ત્યારે તે ક્યાં હશે?

"જ્હેલા ઘેર પહોંચી ગયા હશે, અને ત્યાર પછી તમારી શોધમાં નીકળ્યા હશે"

"અરેરે! તેમને કેટલી ચીંતા થતી હશે?"

"હા, ચીંતા તો થતી હશે, પણ તે ચીંતામાંથી તેમને મુક્ત થવાનો સમય હવે સમીપ છે."

"એ તમારોજ ઉપકાર"

આ શબ્દો શ્રીપ્રસાદને ઘણા મધુર લાગ્યા. તેણે પુનઃ પુસ્તક વાંચવું શરૂ કર્યું.

ચંદ્રભાગાએ પૂછ્યું,–"શું એ પુસ્તક ઘણું વાંચવાલાયક છે?

"મ્હારા કરતાં તમારે માટે એ વધુ ઉપયોગી છે"

"કેમ વારૂ?"

આ પુસ્તક સુખ અને દુઃખની વ્યાખ્યા કરે છે. દુઃખીને દિલાસો આપે છે. જગતમાં જેઓ દુઃખને ભોગ પડયા હોય તેઓ જો પુસ્તક વાંચે તો એકદમ ધૈર્યવાન બને છે, દુઃખની સામે બાથ ભીડવાને શક્તિમાન બને છે. દુઃખ તેને દુઃખરૂપ જણાતુંજ નથી, દુઃખમાંથી સુખ શોધવાની મહાન શક્તિ પ્રાપ્ત થાય છે. એ પુસ્તકનાં મુખ્યપાત્રોને જે સંકટ પડયું છે તેના મુકાબલે તમારૂં સંકટ કંઇ બિસાતમાં નથી અને તે વખતે તેમણે જે ધૈર્યબળ–આત્મબળ દાખવ્યું છે તેવું જો પ્રત્યેક મનુષ્ય પ્રાપ્ત કરી શકે તો આ દેશમાં એ નવા યુગનો પ્રારંભ થાય.

"એ પુસ્તકનું નામ શું?"

"સત્યસિંહ."

"પણ એવો દિલાસો પ્રાપ્ત કરવાનું મ્હારા પ્રારબ્ધમાં નથી.

ત્યારે શું વિદ્યા પ્રાપ્ત કરવા જેવી તમારી વય નથી? ત-મારા જેવી સ્ત્રી અભણ હોય એવી કલ્પના પણ કોઈ કરી શકે

નહિ. તમે વિદ્યા પ્રાપ્ત કરી નથી એ મ્હોટી ભુલ કરી છે પણ તે ભુલનાં પરીણામ તમે ભોગવ્યાં છે એટલે મ્હારે વિશેષ ઉપદેશ આપવાની જરૂર નથી. હવે જમાનો એવો આવ્યો છે કે ભણ્યા વગર પાલવે તેમ નથી. કેળવણીનું જે ધ્યેય આજથી દસ વર્ષ ઉપર કલ્પવામાં આવતું હતું તે કરતાં ઘણું ઉંચું ધ્યેય સમસ્ત જગત્‌ની દ્રષ્ટી આગળ આજે તરવરી રહ્યું છે. આ પરિવતનશીલ જગતમાં ૫૦૦ વર્ષ પહેલાં જે જરૂરીયાતોની સાથે મનુષ્યોના જીવન જોડાયેલાં હતાં તે જરૂરીયાતોને સ્થાને નવી નવી જરૂરીયાતો જન્મ પામી છે. પહેલાંની મુસાફરી રગસીયાં ગાડાંથી થતી ત્યાર પછી રેલ્વે થઈ, અને હવેતો હીંદુસ્તાનના આંગણામાં હવાઇ વિમાન ઉડતાં થયાં છે. જમાનો એવો આવી પહોચ્યો છે કે આંખ મીંચીને ચાલવું પરવડે તેમ નથી, આંખનું તેજ વધારી આખા જગત્‌નું નિરિક્ષણ કરવાનો સમય છે અને તે તેજની વૃદ્ધિનું અમુલ્ય ઔષધ વિદ્યા છે.

"આપનું કહેવું સત્ય છે, હાલની જરૂરીયાતો સાથેની નિરક્ષરતાએજ મને મહાન સંકટો નીચે મુકી દીધી છે અને તે વિપત્તીઓએ મને મુખ્ય શિક્ષણ તો એજ આપ્યું છે કે તું સાક્ષર થા. અને હું સત્ય કહું છું કે મેં વિદ્યાધ્યયન કરવાનો વિચાર કરી રાખ્યો છે પણ તે વિચારને આચારમાં મુકું તે પહેલાંજ નિરક્ષરતાનાં પરિણામ ભોગવવાની સ્થીતિમાં મુકાઇ ગઈ છું."

"શું તમને નિરક્ષરતાના પરિણામમાં ઘણાંજ સંકટો સહન કરવાં પડયાં છે?

"હા. મ્હારી અજ્ઞાનતા એજ મ્હારી માતાના મૃત્યુનું કારણ હતું, મ્હારી અજ્ઞાનતા એજ મ્હારા પિતાની હંમેશની ગરીબીનું કારણ છે અને તે શિવાય બીજાં ઘણાંયે સંકટ પડયાં છે. જેમાંનાં કેટલાક તો તમે જાણી શકયા છો.

"વારૂ. જયારે તમે અવિવાહિત હતાં ત્યારે તમને કોઇનો પત્ર મળ્યો હતો?"

ચંદ્રભાગાના હૃદયમાં ચીરો પડયો. તે ચોંકી ઉઠી—હા, પણ તે વાત તમે કયાંથી જાણો?

"તમારા પિતાના ત્યાં કોઇ મ્હેમાન થઇને આવ્યું હતું?

"હા."

"તમે તેને ઓળખો છો?"

"ના" તેમની સાથે મ્હારો વિવાહ સંબંધ થવાનો હતો તેથી હું મર્યાદામાં રહેતી હતી.

"વારૂ તેમનું નામ જાણો છો ?"

"હા."

"શું નામ હતું ?

"શ્રીપ્રસાદ."

"એ માણસ કેવો હતો" ?"

"મ્હારા પિતા તેમનાં વખાણ કરતા હતા, અને ગામના લોકો કહેતા હતા કે તેઓ એક શ્રીમંત હતા."

"વારૂ, તમને જે પત્ર મળ્યો હતો તે વાંચવાને તમે તો અશક્ત હતાં પણ બીજા કોઈની પાસે તે પત્ર વંચાવ્યો હતો ?

"ના."

"કેમ વારૂ, એ પત્રમાં શું લખ્યું છે તે જાણવાની પણ તમને ઇચ્છા ન થઇ ?"

"ઇચ્છા તો સૌને થાય પણ એવો પત્ર અજાણ્યાને કેમ વંચાવાય ?"

"કેમ એવો પત્ર ?"

"જેની સાથે વિવાહ સંબંધ થવાનો હોય તેણે ગમે તેમ લખવાની છુટ લીધી હોય, અને કદાચ બીજાને તે પત્ર વંચાવવા જેવો ન હોય."

શ્રીપ્રસાદે એક દીર્ઘ નિશ્વાસ મૂકયો. વળી તેણે પૂછયું વારૂ એ પત્રનું છેવટ શું થયું ?

"એમણે બીજાની સાથે લગ્ન કર્યાની મને ખબર મળી ત્યાં સુધી એ પત્ર જીવની પેઠે જાળવી રાખ્યો, મેં વિચાર્યું કે એ પત્ર જ્યારે ને ત્યારે એમનીજ પાસે વંચાવીશ. પણ એ તો બધું વ્યર્થ થયું. પછી મેં એ કાગળ ફાડી નાખવાના વિચારથી મ્હારી પાસે રાખ્યો, પણ હું જ્યાં સુધ રહેતી હતી ત્યાં તે ભુલથી પડી ગયો અને મ્હારા પિતાના હાથમાં આવ્યો. મ્હારા પિતાએ તે પત્ર વાંચ્યો અને તે પત્ર તેમને નહીં બતાવ્યા માટે મને ઘણો ઠપકો આપ્યો.

"શા માટે ઠપકો આપ્યો ?"

"તેમણે કહ્યું કે જો પત્રમાં લખેલી હકીકત પ્રથમ જાણવામાં આવી હોત તો ઘણો લાભ થાત."

"તમે એ માણુસની સાગે લગ્ન કરવા ખુશી હતાં ?"

"હું તો એ વખતે એમ સમજતી હથી કે બાપ બતાવે તેજ પ્રભુ ? તેજ મુગટ મણી, તેનીજ સાથે જીવન ગાળવું, અને તેનીજ ભકતી કરીને મોક્ષ પ્રાપ્ત કરવો.

શ્રીપ્રસાદના હૃદયમાં આ શબ્દોથી આઘાત થયો.

"વાહ, એતો પ્રભુની ઇચ્છા ઉપર છે. પણ જ્યાં તમારૂં લગ્ન થયું છે ત્યાં તમે સુખી છો ?

"હા, ઘણીજ સુખી છું."

"પરમાત્મા તમને હંમેશાં સુખી રાખે એમ હું ઇચ્છું છું.

ચંદ્રભાગાને જે સ્ટેશને ઉતરવાનું હતું તે સ્ટેશન આવી પહોંચ્યું અને તેથી વાત બંધ પડી. શ્રીપ્રસાદ અને ચંદ્રભાગા ગાડીમાંથી ઉતર્યાં, અને જોયું તો શંકરપ્રસાદ અને ગુણવંતરાય ત્યાં હાજર હતા.

## પ્રકરણ ૨૪ મું.

સાંકળ ખેંચવાના અપરાધ માટે શંકરપ્રસાદ પોલીસને તાબે થયો હતો એ વાર્તા આપણને પરિચિત છે પણ ત્યાર પછી તેનું શું થયું તે જાણવાને તમે ઉત્સુક હશો.

શંકરપ્રસાદની પોલીસે જુબાની લીધી તેમાં તેણે જાહેર કર્યું કે,–"અમે સંકટમાં હતાં અને તેથી સાંકળ ખેંચી હતી.

"શું સંકટ હતું ?

"આત્મા અકળાતો હતો, શ્વાસ રૂંધાતો હતો.

"કારણ ?

"ભીડ ઘણીજ હતી.

"ડબામાં કેટલા માણસો હતા.

"એક ખાનામાં આશરે બાર માણસો.

"એવી ભીડમાં તમે શા માટે ગયા ?

"જ્યાં જ્યાં જોયું ત્યાં એવીજ ભીડ હતી."

"જ્યારે એવી ભીડ હતી અને તમારો શ્વાસ રૂંધાતો હતો ત્યારે ફરીયાદ શા માટે ન કરી ?"

"હું ફરીયાદ કરૂં તેવામાંજ રેલ્વેના નોકરોએ બીજા બે

માણુસોને બળાત્કારે અંદર પુર્યા, અને તેથી તો એક તસુ ખસવાનું પણ મુશકેલ થયું."

"બુમ શા માટે ન પાડી?

"ઘોંઘાટ એટલો બધો હતો કે કદાચ ખૂન થયું હોત તોપણુ ભાગ્યેજ બુમ સંભળાઇ હોત."

"તમે વકીલનો ધંધો કરો છો?

"મ્હારો ધંધો હું પહેલાં લખાવી ચુકયો છું.

"પણુ તમે ઘણા હોંશીયાર જણાઓ છો.

"હું તમારા તે સર્ટીફીકેટને માટે ઘણો આભારી છું."

"તમે સારા માણસ થઇને એવું કામ કરો એ ઠીક કહેવાય?

"અને રેલવેના જેવી એક સારી કંપનીના નોકરો કામદારનું ઉલંઘન કરી બકરાંની માફક માણુસોને ડબામાં ફેંકે એ શું વાસ્તવિક ગણાય?"

એટલે શું તમે પણ તે બાબતમાં ફરીયાદ કરવા ધારોછો?

"જયારે મ્હારે ફરીયાદનો જવાબ દેવા સારૂ રોકાવું પડશે ત્યારે તો ભેગાભેગી ફરીઆદ કરવા માટે પણ મ્હારો સમય આપીશ."

"અને શું તમે એમ ધારો છો કે તેમાં આપ ફતેહમંદ થશો?

તેનો આધાર શુદ્ધ ન્યાય મળવા ઉપર છે. જો કદાચ મને જાણી જોઇને અન્યાય આપવામાં આવશે તો તેથી ન્યાય આપનારાઓની જે પ્રતિષ્ઠા ઓછી થશે તેને હું મારી ફરીયાનું વળતર ગણીશ."

આ પ્રમાણે વિવાદ ચાલ્યા પછી સ્ટેશન સ્ટાફના ઘણા માણુસો એકત્ર થયા. અને છેવટે ઉભય વચ્ચે સમાધાની થઇ કોઠી ધોવાનું ફળ કાદવ થશે એમ ઉભયને લાગ્યું. બીજી ગાડીમાં શંકરપ્રસાદ રવાના થયો.

ટીકીટો શંકરપ્રસાદની પાસે રહી ગઇ હતી તેથી ચંદ્રભાગાના સંબંધમાં ઘણી ચીન્તા થતી હતી પણ હવે કાંઈ ઉપાય ન હતો.

જે સ્ટેશન ઉપર ઉતરવાનું હતું ત્યાં શંકરપ્રસાદ ઉતર્યો પણ ચંદ્રભાગા જોવામાં આવી નહિ. તેથી ચીન્તા થઇ, બની શકે તેટલી ત્વરાથી તે પોતાને ગામ ગયો અને ઘેર જઇ તપાસ

કરતાં ચંદ્રભાગા આવી નથી એમ જણાયું અને તેથી શંકરપ્રસાદને ઘણી ચીન્તા થઇ.

શંકરપ્રસાદે બનેલું વૃતાંત પોતાના પિતાને કહી સંભળાવ્યું. ગુણવંતરાયે શંકરપ્રસાદને શીખામણ આપતાં કહ્યું કે, અસત્ય બોલીને બચાવ કરવાની પદ્ધતિ પ્રશંસનિય નથી એમ કહી તેણે શંકરપ્રસાદને પુનઃ ચંદ્રભાગાની શોધ માટે વિદાય કર્યો.

શંકરપ્રસાદ વિદાય થયો અને પ્રત્યેક સ્ટેશને તપાસ કર્યો પણ કાંઇ પત્તો લાગ્યો નહીં. બે ત્રણ દિવસ પર્યટન કર્યું પણ ચંદ્રભાગા નહિ મળવાથી પીતા પુત્ર ઉભય ગભરાયા પણ તેજ દિવસે એક પત્ર આવી પહોંચ્યો જેમાં લખ્યું હતું કે–શંકરપ્રસાદ મ્હારાથી છુટો પડયો અને હું આપની પાસે આવતી હતી દરમ્યાન મ્હારી કેટલીક બ્હેનપણીઓ યાત્રાએ જતી હતી તેમણે મને અત્યંત આગ્રહ કર્યાથી હું યાત્રાએ જાઉં છું. માટે કાંઇપણ ફીકર કરશો નહિ. જાણે હું મ્હારી સગી બ્હેનોની સાથે જતી હોઉં એવું છે. હું જયાં જયાં જઇશ ત્યાં ત્યાંથી હંમેશ પત્ર લખતી રહીશ માટે ચિંતા કરશો નહિ.”

આ પત્ર વાંચી શંકરપ્રસાદને શાન્તી થઇ, પરંતુ ગુણવંતરાયને ચેન પડયું નહીં. “ચંદ્રભાગા ઘણીજ ડાહી છે, શાણી છે, મ્હારી આજ્ઞા વિના એ કદી પણ યાત્રાએ જાય નહિ તેની બ્હેનપણીઓ તો શું પણ શંકરપ્રસાદની સાથે જાય નહીં. અને તે છતાં જયારે આવો પત્ર આવ્યો છે ત્યારે તેમાં કંઇક ભેદ છે. ચંદ્રભાગા ભણેલી નથી. આ પત્ર કોઇ બીજાના હાથનોજ લખેલો છે અને કદાચ તેમાં દગો હોય તો તેમાં કાંઇ આશ્ચર્ય પામવા જેવું નથી. કદાચ ચંદ્રભાગા શંકરપ્રસાદની શોધમાં પાછી ફરી હોય, અને ત્યાં તેને કોઇ સોનેરી ટોળીવાળો મળ્યો હોય, અને તેણે આવી બનાવટ કેમ ન કરી હોય ?”

ગુણવંતરાય આવા તર્કવિતર્ક કરતો હતો અને તેથી ચિંતાગ્નિમાં રીબાતો હતો.

ચીંતામાને ચીંતામાં એક બે દીવસ વ્યતિત કર્યા અને પછી પીતા પુત્ર બંન્ને ચંદ્રભાગાની શોધમાં નીકળ્યા અને તેઓ જે ગાડીમાં બેસવાના હતા, તેજ ગાડી ઉપર તેમને તાર મળ્યો કે

"ચીંતા કરશો નહીં. ચંદ્રભાગા સુખી છે. હું મુકવા આવું છું. વિશેષ રૂબરૂમાં. શ્રીપ્રસાદ."

તાર વાંચી ઉભય આશ્ચર્ય ચકિત થયા. તાર અજમેરથી મુકેલો છે, અજમેરમાં ચંદ્રભાગા કયાંથી અને વળી સાથે શ્રીપ્રસાદ કયાંથી ? ગુણવંતરાયનું હૃદય અનેક શંકાઓના મહાસાગરમાં ડામાડોળ થવા લાગ્યું.

હવે શ્રીપ્રસાદ અને ચંદ્રભાગા વચ્ચે સંબંધ શા માટે જોઇએ ? હવે શ્રીપ્રસાદે ચંદ્રભાગાની સન્મુખ પણ શા માટે જોવું જોઇએ ? જે પુત્રીને હું ચારિત્ર્યશીલ પુત્રી માનતો હતો તે શું કુળ કલંકિનિ હશે ?"

વળી ગુણવંતરાયને વિચાર થયો, હું ભુલું છું. આ તારમાં સ્પષ્ટ રીત્યે નિર્દોષતા છે. શ્રીપ્રસાદ દોષીત હોય તો તારમાં પોતાનું નામ પ્રકટ કરવાની મૂર્ખાઇ કરે નહિ, અરે તાર મુકવાનો માર્ગજ શા માટે પસંદ કરે માટે આમાં કંઇક જાણવા યોગ્ય બીના હોવી જોઇએ.

ધૈર્ય રાખ્યા વિના અન્ય કંઇ ઇલાજ નહતો અને તેથી ગુણવંતરાય સ્ટેશન ઉપરજ રોકાયો. ગાડી આવી અને તેમાંથી ચંદ્રભાગા અને શ્રીપ્રસાદ ઉતર્યાં.

ચંદ્રભાગા પીતા અને બંધુને દ્રષ્ટિએ દેખતાંજ રડી પડી. ગુણવંતરાયે પોતાની છાતી સાથે તેનું મસ્તક દબાવ્યું. ચંદ્રભાગા ધ્રુસ્કે ધ્રુસ્કે રડી.

ગુણવંતરાયે શ્રીપ્રસાદને સંબોધી કહ્યું,—શ્રીપ્રસાદ ! તમે કયાંથી ?

ચંદ્રભાગા ચમકી અને પિતાની છાતી ઉપરથી મસ્તક લઇ શ્રીપ્રસાદ પ્રતિ જોયું. એકાએક તેના મુખમાંથી એ શબ્દો સરી પડયા કે "શું તમે પોતે શ્રીપ્રસાદ ?"

"હા, હું પોતેજ શ્રીપ્રસાદ. ચંદ્રભાગા, કેમ હવે તમે નિશ્ચિંત થયાંને ?"

"પિતાશ્રી ! એમણેજ મને બચાવી. એમણેજ મને મૃત્યુના કિનારેથી અહીં આણી. એમણેજ મને પારધીઓની જાળમાંથી ઉગારી."

"પણ એવું બન્યું છે શું શ્રીપ્રસાદ ! મને કહો તો ખરા ?"

"એ બધુ ચંદ્રભાગા કહેશે. તમારી પુત્રી કુળવંતી છે.

સુપાત્ર છે, પવિત્ર છે, અને એક સ્ત્રીના કરતાં દેવીના ગુણોને ધારણ કરનારી છે. એવી એક પુત્રીના પિતા તરીકે તમને હું ધન્યવાદ આપું છું. અને તેનો હાથ મેળવવાને જે ભાગ્યશાળી થયો છે તેનું હું ધન્યભાગ્ય માનું છું. આ શિવાય મ્હારે વિશેષ કહેવાનું કંઇ નથી."

"પિતાશ્રી ! હું બધુ વૃતાન્ત આપને પછીથી સંભળાવીશ."

શ્રીપ્રસાદે કહ્યું–હવે હું આપની રજા લઇશ.

ગુણવંતરાયે શ્રીપ્રસાદને આગ્રહપુર્વક આમંત્રણ કર્યું. પણ શ્રીપ્રસાદે ઉપકાર સાથે ના કહી. શ્રીપ્રસાદ વળતી ગાડીમાં વીદાય થયા. અને ગુણવંતરાય વગેરે પોતાને ગામ જવા નીકળ્યા.

ચંદ્રભાગાએ રડતી આંખે બનેલું વૃતાન્ત અથઈતી કહી સંભળાવ્યું અને તે ઉપરથી ગુણવંતરાયે સાર ખેંચ્યો કે,–વસ્તુતઃ ખરો અપરાધી હું છું કેમકે ચંદ્રભાગાને મેં નિરક્ષર રાખી છે.

---

## પ્રકરણ ૨૫ મું.

---

ચંદ્રભાગા પિયરમાં શાન્તીથી રહી. પરંતુ જે જે સંકટો તેણે સહન કર્યાં હતાં તે વખતો વખત તેના સ્મરણમાં આવતાં હતાં. તે અજ્ઞાન હતી, અને તેટલા માટે તેની જાતને તે ધીઃકારતી હતી. તે કહેતી કે જો હું રાજા હોઉં તો સ્ત્રીઓને માટે ફરજીયાત કેળવણી દાખલ કરૂં.

ચંદ્રભાગાના હૃદયમાં નિરંતર બેજ પ્રશ્નો રમતા હતા. એક તો એ કે ક્યારે પ્રાણાધાર પધારશે, અને ક્યારે હું વિદ્યા વિભુષિત થઇશ.

રવીપ્રસાદે વિજયાદશમી ઉપર આવવાનું ચંદ્રભાગાને વચન આપ્યું હતું તેથી ચંદ્રભાગા તે દિવસ આવી પહોંચવાની માર્ગની પ્રતિક્ષા કરતી હતી.

વિજયાદશમીનો દિવસ જ્યારે નજીક આવવા લાગ્યો ત્યારે ચંદ્રભાગાને સાસરે વળાવવામાં આવી.

સાસરે જતાં ચંદ્રભાગાએ એટલી બધી સાવચેતી રાખી કે તેના સારા ભાગ્યે કાંઇ સંકટ પડયું નહીં, અને તેથી તે સારા શુકનનો પ્રતાપ માનવા લાગી.

ચંદ્રભાગાએ ઘરને લીંપી ગુંપી સ્વચ્છ બનાવ્યું શોભાયમાન વસ્તુઓથી ઘરને અલંકૃત બનાવ્યું. ભીન્ન ભીન્ન પ્રકારની સામગ્રીઓ બનાવી. અને પતિને રીઝવવાની બની શકે તેટલી તૈયારીઓ કરી.

“ પ્રાણાધાર પધારશે, પ્રેમનો વર્ષાદ વર્ષાવશે, હેતને હીંચોળે હીંચીશું, સ્નેહના સાગરમાં તરીશું, આનંદના વૈમાનમાં ઉડીશું ભાવથી ભેટીશું, હૃદયના ઉભરા ખાલી કરીશું ” એવા એવા વિચારોની સપાટીપર ચંદ્રભાગા નૃત્ય કરતી હતી.

એ ગામમાં ચાર ચાર દિવસે પોસ્ટનો હલકારો આવતો હતો અને પત્ર વ્હેંચી જતો હતો. આજે રવિપ્રસાદનો પત્ર આવ્યો છે. ચંદ્રભાગાના હૃદયથી તો જાણે આનંદનો પરવાનો આવ્યો છે. દેવતાઇ અમૃત આવ્યું છે. મંગળ વધામણી આવી છે એમ માનતી તે હર્ષીત થઇ. પણ બીજીજ પળે તે વળી દિલગીર થઈ. જે શબ્દો તે અનેક વખત બોલી હતી તેજ શબ્દો પુનઃ તે પોતાના હૃદયમાં બોલી. હું છતી આંખે અંધ છું. આ પત્ર મ્હારે શા કામનો ? કાગળ કોરો હોય ત્હોયે શું, અને લખેલો હોય ત્હોયે શું ?

પત્રમાં શું લખ્યું હતું તે જાણવાને ચંદ્રભાગા અતિ આતુર થઇ હતી, અને તેથી તેણે પોતાની પરિચારિકા ગંગાને કહ્યું,— ગંગા ગામમાં જઇ કોઇ ભણેલા માણસને અહીં બોલાવી લાવ.

ગંગા ગામમાં ગઇ, સારા ભાગ્યે એક ભણેલો માણસ મળી આવ્યો. તેણે પત્ર વાંચી સંભળાવ્યો. ચંદ્રભાગાએ એક મુદ્રિકા ઇનામમાં આપી. પત્રમાં પતિને પધારવાની વધામણી હોવાંથી ચંદ્રભાગા હર્ષીત થઇ.

પત્ર વાંચનારના ગયા પછી ગંગા અને ચંદ્રભાગા વચ્ચે વાર્તાવિનોદ શરૂ થયો, તેમાં ભણવા સંબંધી વાત નીકળી. ચંદ્રભાગાને પુર્વનાં સંકટોનું સ્મરણ થવાથી તે મૂર્છીત થઈ, ગંગાની સારવાર પછી તે પુનઃ શુદ્ધિમાં આવી, ત્યાર બાદ ગંગાએ પોતાની આત્મકથા કહી સંભળાવી એ હકીકત આપણે પ્રારંભમાંજ વાંચી ગયા છીએ અને તેનું અનુસંધાન હવે અહીં શરૂ થાય છે.

ગંગાની આત્મકથા પુરી થયા પછી ચંદ્રભાગા અને ગંગા

નિશ્ચિત થઇ બેઠાં હતાં તેવામાં એક અંધ સ્ત્રી મકાનની ભીંતે હાથ દેતી, ઠોકરો ખાતી, તે સ્થળે આવી પહોંચી, અને આવતાંજ કહ્યું,–' ભાભી ! આજે શું તોફાન માંડયું છે ? કયાં ગઇ એ રાંડ ગંગાડી ? "

અંધ સ્ત્રીને ક્રુદ્ધ જોઇ ચંદ્રભાગા અને ગંગા ઉભય કંપવા લાગ્યાં. ભડકેલું પ્રાણી જેમ સર્વત્ર ભય દેખે તેમ સંકટમાં રીબાયેલી ચંદ્રભાગા પોતાના મનમાં વિચારવા લાગી કે વળી કોઇ નવી આફત આવી કે શું ?

## પ્રકરણ ૨૬ મું.

ભાભીને ઠપકો આપનાર અંધ સ્ત્રી કોણ હતી તે આપણે જાણવું જોઇએ. તે સ્ત્રી રવિપ્રસાદની વિધવા બ્હેન હતી, અને તેનું નામ નર્મદા હતું. બાલ્યાવસ્થામાં તે અત્યંત સૌન્દર્યવતી હતી, અને સ્ત્રી ઉપયોગી સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવાને લીધે તે અધિક સુંદર જણાતી હતી, પણ દુર્ભાગ્યવશાત્ યુવાનીમાં શિતળાનો રોગ લાગુ પડવાથી તે શરિરે કૃશ, સ્વરૂપે કદરૂપી, અને ચક્ષુએ અંધ થઇ હતી. પણ ચક્ષુની જોવાની શક્તિ, કર્ણેન્દ્રિની શક્તિ સાથે સંલગ્ન થઈ ગયેલી હતી. તેથી સામાન્ય મનુષ્યો કરતાં નર્મદાની શ્રવણેન્દ્રિય વધારે સતેજ હતી. વળી તે વધારે ભાગ્યહિન એટલા માટે હતી કે, દૈવના પ્રકોપને લીધે આંખ જેવું અમુલ્ય રત્ન ગુમ થયા પછી તેનું સૌભાગ્ય રત્ન પણ દૈવે છીનવી લીધું, અને તેથી તે બિચારી લાચાર અબળા વૈધવ્યની દુઃખદાયક ખીણમાં પટકાઇ પડી. સામાન્ય પશુ કરતાં પણ અધમ હાલતમાં આવી પડી. આપણે જાણીએ છીએ કે હિંદુ સંસારમાં વિધવાઓ શુદ્ર તણખલા કરતાં પણ વધારે નિર્જીવ ગણાય છે. તેનું સૌભાગ્ય મોતી લુંટાઇ ગયું એટલે સઘળું સુખ લુટાઈ ગયું, સર્વસ્વ લુંટાઇ ગયું, સામાન્ય મનુષ્યત્વ પણ લુંટાઈ ગયું, જયાં જાય ત્યાં હડધુત થાય, માર્ગમાં સામી મળે તો પણ તિરસ્કાર પાત્ર મનાય. ભલેને કેળવાયલી હોય, ગૃહ કાર્યમાં કુશળ હોય, એક દાસીના કરતાં પણ વધારે ગુલામગીરી કરતી હોય, તોપણ એતો વિધવા શ્વાન કરતાં પણ હલકી, સર્વના અપમાન સહન કરવાને

બંધાયેલી, સંસારના પ્રત્યેક સુખમાંથી ત્યજાયેલી, જેના ઉપર દૈવનો કોપ તેના પ્રતિ સર્વનો કોપ. નર્મદા તો વળી આંખે અંધ હતી, એટલે તેના દુર્ભાગ્યની તો કાંઇ સીમા નહોતી. એતો માત્ર જમીનને ભાર કરતી હતી, નાહક લીંપણ ઉખેડતી હતી. જે સર્વની ગુલામગીરી કરવાને સરજાયેલી હતી તે શારિરિક સંપત્તીના અભાવે બીજાઓને કાર્ય બતાવતી હતી. આવી અંધ વિધવા શ્વસુર ગૃહે તો પોસાયજ કેમ ?

જ્યારે તે પરણીને આવી ત્યારે તો તેને સુગંધિત પુષ્પોથી વધાવી લીધી હતી. ફળફુલવડે તેનું પુજન અર્ચન કર્યું હતું. સાક્ષાત્ લક્ષ્મીના પગલાં થયાં એમ માની માંગલિક વાજાં વગડાવ્યા હતાં. ગૃહરાજ્યની રાણીને સાદુ ભોજન કેમ અપાય એમ માની કંસાર ઇત્યાદિ મીષ્ટ ભોજન પિરસ્યાં હતાં.

દેવીની પધરામણીથી એક સામાન્ય ઘર ગૃહરાજની પદવી પામ્યું હતું તે દેવીના સત્કાર અર્થે કાંઇક વસ્ત્રાલંકારોનો વરસાદ વરસાવવામાં આવતો હતો; પણ એ તો સઘળું, પતિરાજને લીધે હતું, સૌભાગ્ય સૂર્યના પ્રતાપે હતું, પણ તે સૂર્ય તો અસ્ત પામ્યો. હવે તે દેવીની દરકાર શાની ? હવે તે લક્ષ્મીના લાડ કેવા ? હવે તે રાણીપ્રતિ દયા શાની ?

હવે તો નર્મદાએ જેમ તેમ પોતાનું જીવન પુરૂ કરવું જોઇએ. માથું મુંડાવી નાખવું જોઇએ, જે ખાવા આપીએ તે ખાવું જોઇએ, જ્યાં રાખીએ ત્યાં રહેવું જોઇએ, જે બોલીએ તે સહન કરવું જોઇએ, એ સઘળું કબૂલ છતાં પણ બિચારી નર્મદાના ભાગ્યમાંતો સસરાના ઘરનું એવું સંકટ પણ સરજાયેલું ન હતું. નર્મદાના દુઃખની સીમાનું ઉલંઘન થયું હતું.

નર્મદા હવે પ્રભુની પાસે મ્હોત માગતી હતી, પણ મ્હોત કાંઇ માગ્યું મળે છે ? નર્મદા સર્વ શક્તિમાન પ્રભુની પાસે દયા માંગતી હતી, પણ ભાગ્યહિન મનુષ્યોએ માગેલી દયા શું એમ સહજ મળે છે ?

નર્મદા જો કદાચ એક પક્ષીના સ્વરૂપમાં જન્મ પામી હોત તો વનમાં જઇ કુદરતે વૃક્ષ ઉપર ઉત્પન્ન કરેલા ફળનો આહાર કરી પોતાનો નિભાવ કરત. પશુના સ્વરૂપમાં જન્મ પામી હોત તો વનમાં જઇ કુદરતે ભૂમિ ઉપર ઉત્પન્ન કરેલી ઘાસનું ભક્ષણ

કરી પોતાના ઉદરની ક્ષુધાને તૃપ્ત કરતાં, પણ ગરીબ બિચારી નર્મદાના પ્રારબ્ધમાં તેવું સુખ પણ ક્યાં હતું ?

નર્મદાને કોઇ વખત વધ્યું ઘટયું ખાવાનું મળતું, અને કોઇ વખત ન પણ મળતું. પીવા માટે પાણી માગે ત્યારે કોઇને દયા ઉત્પન્ન થાય તો આપે અને કોઇ વખત ન પણ આપે. પહેરવાના વસ્ત્ર મલીન થાય–અંદર દુર્ગંધ પ્રસરાય–પણ કોના હૃદયમાં એવી દયા ઉત્પન્ન થાય, કે જે નર્મદાના વસ્ત્ર ધોઇ આપવા જેટલી ઉદારતા બતાવે ?

હિંદુ સંસારમાં વિધવાઓની દુર્દશા તપાસવી હોયતો નર્મદા જેવી અનેક વિધવાઓ દુઃખના દવાનળમાં દગ્ધ થાય છે. અરે ! દુર્ગંધમય કાદવમાં રગદોળાય છે. તેમના હૃદયની કારમી ચીસો, અને અંતરના દીર્ઘ નિઃશ્વાસોથી દેશનું વાતાવરણ દુષિત થયેલું છે.

અમારા બંધુઓ કહે છે કે પતિના સ્વર્ગગમન પછી વિધવાઓએ શરીરે વૈરાગ્યસુચક પોષાક ધારણ કરવો જોઇએ, પણ જ્યારે કોઇ એવી યાચના કરશે કે વિધવાઓના હૃદયમાં ધર્મના અને નીતિના સંસ્કારો સ્થાપિત કરવાને એકાદ શાળા સ્થાપવી જોઇએ, ત્યારે તે વાત કોઇ લક્ષમાંજ લેતા નથી. પણ વિધવાઓ મૃદુ અવાજે કહે છે કે અમને પવિત્ર રાખવી હોય તો એક વિધવાશ્રમ સ્થાપશો અથવા સ્થપાયેલ વિધવાશ્રમ અને વનિતા વિશ્રામને માટે થોડાક દ્રવ્યનો ફાળો આપશો ? ત્યારે તો તેઓ માથુ ખણવા માંડે છે. ત્યારે એ બિચારી લાચાર અબળાઓનું કોણ બેલી ?

નર્મદાનાં દુઃખ જોઈ જગત્‌માં જો કોઇને પણ દુઃખ થતું હોય તો તે એક રવિપ્રસાદ હતો. રવિપ્રસાદ નર્મદાનો સહોદર હતો. તેના હૃદયમાં ભગિની ભાવ ઓતપ્રોત હતો. ભાતૃપ્રેમના અને દયાના ઝરણાં બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત કુદરતી રીતે વહેતાં હતાં. ભલે તે આંખે અંધ હોય તોપણ મ્હારી બ્હેન છે. ભલે તે વિધવા હોય પણ મ્હારી ભગિનિ છે. તેને દુખમાં રાખી હું સુખમાં કેમ રહી શકું ? તેને ક્ષુધાતુર રાખી હું મ્હારૂં પાપી પેટ કેમ ભરી શકુ ? ઇત્યાદિ અનેક વિચારો સુજ્ઞ રવિપ્રસાદના હૃદયમાં ઉદ્‌ભવ્યા, અને નર્મદાને સ્વગ્રહે રાખી. તેનું લાલન પાલન થવા યથાશક્તિ પ્રબંધ કર્યો. રવિપ્રસાદની નોકરી

દક્ષિણ આફ્રિકામાં હોવાથી ગંગા નામની એક બાઇને પોતાને ઘેર રાખી અને તેને નર્મદાની સેવામાં સોંપી.

નર્મદા હવે સુખે રોટલો ખાય છે. સુખે સુવે છે. પોતાનું સૌભાગ્ય રત્ન લુંટાઇ ગયાનો શોક પ્રભુ ભક્તિમાં વિલુપ્ત કરે છે પરમાત્માએ તેને અંધ બનાવી તેમાં તેનો કદાચ ઉદ્દેશ્ય પણ હોવો જોઇએ એમ માની નર્મદા સંતોષી બને છે. તે કહે છે કે પ્રભુએ અંધ બનાવી તો દેખતા મનુષ્યો કરતાં પ્રભુ ભકિત માટે હું વધારે વખત મેળવી શકીશ. પ્રભુના વધારે ગુણગાન કરી શકીશ. તે દયાનિધિની વધારે દયા માંગી શકીશ. સુરદાસ સ્વ-હસ્તે અંધ થયો હતો છતાં પ્રભુની પ્રાપ્તી તેનેજ થઇ હતી. હું પણ તેનુંજ અનુકરણ કરીશ, પ્રભુ ભક્તિના સાગરમાં હંમેશાં સ્નાન કરીશ, પ્રભુ ભક્તિવડે મ્હારા આત્માને ઉજવળ બનાવીશ, પ્રભુની પાસે અંતર ચક્ષુઓની યાચના કરીશ, અને તે ચક્ષુએ હું એ જગત્નિયંતાના દર્શનથી તૃપ્ત થઇશ, અને તેનેજ હું મ્હારૂં અહોભાગ્ય માનીશ.

રવિપ્રસાદે જો કે પોતાની બ્હેનને સ્થાન આપ્યું છે પણ વસ્તુતઃ પરમાત્માના પરમભકતને સ્થાન આપ્યું છે. રવિપ્રસાદ જો કે પોતાની બ્હેનની સેવા કરે છે પણ હકીકતમાં પરમાત્માના વ્હાલા ભક્તની સેવા કરે છે, અને પરમાત્મા તે સેવાનો રવિપ્રસાદને તાત્કાલિક બદલો આપે છે અને તે એક ચંદ્રભાગા જેવું સ્ત્રી રત્ન તેના પ્રારબ્ધમાં સરજાય છે.

નર્મદા અંધ છે, તોપણ જ્ઞાન વડે તેની બુદ્ધિનો એવો પ્રબળ વિકાસ થયેલો છે કે રવીપ્રસાદના ઘરમાં તે એક જીવતી ડીક્ષનેરી ગણાય છે. કયો બનાવ કયારે બન્યો હતો, કઇ વસ્તુ કયાં મૂકેલી છે વગેરે સંખ્યાબંધ નોંધો તેના હ્રદયપટપર હંમેશ તાજીને તાજી રહેતી હતી.

રવીપ્રસાદનું ઘર ગામમાં સારૂં ગણાતું હતું અને તેથી ગામના લોકો ઘણી વખતે કોઇ કોઇ વસ્તુ માગીને લઇ જતા, વળી આપી જતા. રોકડ પૈસા પણ લઇ જતા પરંતુ તે તમામ આપલેનો હિસાબ નર્મદા બ્હેનની જીભ ઉપર અથવા હૃદય ઉપર રહેતો. લોકો કહેતા કે નર્મદા બ્હેનની જીભ એ જીવતો ચોપડો છે.

નર્મદા આંખે અંધ છતાં પ્રત્યેક પરિચીત માણસને તેના પગરવ ઉપરથી જાણી લેતી હતી, ઘણી વસ્તુઓના સમુહમાંથી તે પોતાની વસ્તુને સ્પર્શ વડે ઓળખી શકતી હતી. બોલનારના શબ્દ ઉપરથી, તેની શૈલી ઉપરથી, અને સ્વરના પ્રકાર ઉપરથી આંતરીક ભાવને સ્હેલાઇથી સમજી શકતી હતી.

નર્મદા આંખે અંધ છતાં તેની વિદ્યાનો, અને વિદ્યાવડે વિકાસ પામેલી બુદ્ધિનો ગામના લોકોને ઘણો લાભ મળતો હતો મુંઝવણના પ્રસંગોમાં પુરૂષો અને સ્ત્રીઓ તેની સલાહ લેવાને આવતાં તેમાં તેમને સંતોષ પ્રાપ્ત થતો.

પાડોશમાં એક સ્ત્રીનું બાળક રાત્રે ઘણુંજ રડતું હતું. જેમ જેમ રડે તેમ તેમ તેની માતા બાળકને ઘણા જોરથી હીંચોળે, અને તે છતાં બાળક તો વારંવાર કારમી ચીસો પાડે. નર્મદાએ પોતાની વિકસીત બુદ્ધિ વડે તે સ્ત્રીને કહ્યું કે,–" અરે બ્હેન ! તું જો તો ખરી ઘોડીયામાં વીંછી મંકોડો તો નથી ?

અજ્ઞાન સ્ત્રીઓ સંભાળપુર્વક બાળકોને ઘોડીઆમાં સુવાડતી નથી એ વાર્તા નર્મદાના અનુભવમાં હતી અને તેથી તેણે એવી શંકા કરી હતી.

પડોશણે ઘોડીયું તપાસ્યું તો અંદરથી વીંછી નીકળ્યો, જે બાળકને કરડયો હતો, અને તેની વેદનાથી બાળક આક્રંદ કરતું હતું. પડોશણે નર્મદાનો ઉપકાર માનતાં કહ્યું,–" મ્હોટાં બ્હેન ! તમારામાં દૈવી શક્તિ છે.

વસ્તુતઃ દૈવી શક્તિ તેની વિદ્યામાં હતી.

ગામની કેટલી સ્ત્રીઓ રવીપ્રસાદનાં આંગણામાં એકઠી થઇ ગામ ગપાટાં હાંકતી હતી. એક સ્ત્રી વરંડા સમીપ બેસીને પોતાના બાળકને ધવરાવતી હતી, નર્મદાએ કહ્યું,–" બ્હેનો ! તમે અંદર આવીને બેસો કેમકે સંધ્યાનો સમય છે પક્ષીઓ છાપરા ઉપર દોડાદોડ કરે છે. તેમના સ્પર્શથી કદાચ નળીયું પડશે અને વાગશે. "

નર્મદાની શીખામણ માનીને એક સ્ત્રી પોતાના બાળકને લઇ વરંડામાં બેઠી, પણ કેટલીક સ્ત્રીઓ દુરાગ્રહથી ખસી નહી થોડીજ વારે એક નળીયું ખસી પડયું અને એક સ્ત્રીના મસ્તક પર પટકાયું.

જો કદાચ એ પ્રહાર ન્હાના બાળકને થયો હોત તો તે બિચારૂં કુમળું બાળક ચીરનિદ્રામાં પડયું હોત. અને તેથી બાળકની માતાએ નર્મદાનો ઉપકાર માન્યો. પરંતુ જે સ્ત્રીને પ્રહાર થયો હતો તેણે પોતાના મનમાં કહ્યું કે,–"નર્મદા બ્હેન તો કાળજીભાં છે."

હકીકતમાં વિચારૂપી દૃષ્ટિ ઘણે દુર જોવાના સામર્થ્યવાળી હોય છે. એ કારણ એ અજ્ઞાન સ્ત્રીના ખ્યાલમાં પણ નહતું.

આ પ્રમાણે નર્મદાના સદ્બોધથી ઘણી સ્ત્રીઓને લાભ પ્રાપ્ત થતો હતો. અને નર્મદાની તેવી કુશળતા જોઇ ચંદ્રભાગા પણ આશ્ચર્યચકિત થતી હતી. ચંદ્રભાગા પોતાના મનમાં કહેતી હતી કે "જુઓ અજ્ઞાન છે તેઓજ અંધ છે."

નર્મદા આવી કાર્ય કુશળ હોવાથી રવીપ્રસાદને ઘણી નિશ્ચિંતતા છે અને તેણે પોતાની યુવાન સ્ત્રીને નર્મદાની સંભાળમાં સોંપી છે.

બ્હેનની બરાબર સંભાળ રાખવા, તેમના મનને કાંઇ પણ ઓછું આવે નહિ તેવું વર્તન ચલાવવા, અને તેની આજ્ઞાઓનું પાલન કરવા રવિપ્રસાદ પોતાની સ્ત્રીને વારંવાર ભલામણ કરે છે. ચંદ્રભાગા પતિવૃતા છે, અને તેટલા માટે પતિની આજ્ઞાનું અક્ષરસઃ પાલન કરે છે.

ચંદ્રભાગા સમજુ છે, શાણી છે, સારા આચાર વિચારવાળી છે એવું નર્મદા જાણે છે; તોપણ ચંદ્રભાગા યુવાનિના પ્રારંભમાં છે, તેના અંગ પ્રત્યંગો હજી હવે ખીલે છે. યુવાનીનો સ્વભાવ દિવાના જેવો ગણાય છે. હજી તેણે અનુભવની ઠોકરો ખાધેલી નથી. દુનિયાના કાવાદાવાથી અજાણી છે માટે તેના ઉપર પુરતી દેખરેખ રાખવી જોઇએ એવું નર્મદા અંતઃકરણથી માને છે.

નર્મદાએ પોતાના કર્ણે વડે જાણી લીધું કે એક અજાણ્યો ગૃહસ્થ ઘરની અંદર આવ્યો અને કેટલોક સમય ઘરમાં રહી બ્હાર નીકળ્યો. વળી ચંદ્રભાગા અને ગંગા ખડખડ હસતાં હતા, અને ખુશ ખુશ જણાતાં હતા તેથી નર્મદાને સહજ વ્હેમ પડયો, અને કંઇક ક્રોધિત થઇ તે ચંદ્રભાગાના આવાસમાં આવી, અને પ્રશ્ન કર્યો કે "ભાભી! આજે શું તોફાન માંડયું છે? કયાં ગઇ એ રાંડ ગંગાડી?"

## પ્રકરણ ૨૭ મું.

ચંદ્રભાગા મર્યાદાશીલ હતી, નમ્ર અને વિવેકી હતી. હંમેશ તો નર્મદા બ્હેન પ્રસન્ન મુખે આવતાં, પોતાના જ્ઞાનની અને અનુભવની બોધક વાર્તાઓ કહેતાં, પરમાત્માની ભક્તિ માટે ઉપદેશ આપતાં, અને આજે મ્હોટાં બ્હેન કેમ ગુસ્સે થયાં છે તે બિચારી ભોળી બાળા સમજી શકી નહી, નર્મદાનો પ્રશ્ન સાંભળતાંજ તે તો ઠરી ગઇ.

ભોળી ગંગા પણ ગભરાઇ, તોપણ ગભરાતાં ગભરાતાં તેણે ઉત્તર આપ્યો કે, એતો હું પત્ર વાંચવા માટે એક ગૃહસ્થને બા સાહેબના હુકમથી અહીં તેડી લાવી હતી.

"પત્ર શાનો ?"

તે તો બા સાહેબને પૂછો.

"આવનાર ગૃહસ્થ ક્યાંના હતા, અને તેમનું નામ શું હતું ?"

"નામ અને ગામ તો મેં પૂછ્યું નથી."

"અરે ગંગાડી ! પણ એવા અજાણ્યા માણસને મ્હારી પરવાનગી વગર તેં ઘરમાં દાખલ કેમ કર્યો ?" ગંગાએ કહ્યું—પણ તેમાં મ્હારો શો અપરાધ ? બા સાહેબને પૂછો.

કેમ ભાભી ! આ ગંગા શું કહે છે ! પત્ર કોનો હતો ?

ચંદ્રભાગા નર્મદાને મ્હોટાં બ્હેન કહી બોલાવતી હતી, અને તેટલા માટે "સ્વામિનો પત્ર છે એમ તેમને કહેવું" મર્યાદા વિરૂદ્ધ ચંદ્રભાગાએ માન્યું, તેથી શરમને લીધે ચંદ્રભાગા કાંઇ બોલી શકી નહી, અને તેથી તો વળી નર્મદાના વ્હેમમાં વૃદ્ધિ થઇ. નર્મદાના રોમ રોમમાં શંકાનું વિષ વ્યાપી ગયું. હાય આતો સત્યાનાશ વળી ગયું, મને અંધ જાણી ચંદ્રભાગા ગેરલાભ લેવા ઇચ્છે છે, તેની યુવાનીએ તેની બુદ્ધિને ભ્રમિત કરી હોય એમ લાગે છે. ઓ પ્રભુ ! હવે હું શું કરૂં ? મ્હારા ભાઇને આજને આજ પત્ર લખી અહીં તેડાવું, કોણ જાણે વિજયાદશમીને દિવસે તે આવે અથવા ન પણ આવે, આ પ્રમાણે નર્મદાના હૃદયમાં તર્ક વિતર્કો થવા લાગ્યાં.

બીજી તરફ ચંદ્રભાગાના હૃદય સાગરમાં એવા વિચાર તરંગો ઉત્પન્ન થયાં કે, અજ્ઞાન સ્ત્રીઓની સ્થીતિ કેવી દયાજનક

ગણાવી જોઇએ ? અરે હું અભણ છું તેના લીધે મ્હારે કેવી કેવી આફતોના ભોગ થવું પડે છે ? જાતે પત્ર વાંચી શકાય નહિ ધણીઓની હાજરીમાં વંચાવી શકાય નહિ, અને એકાન્તમાં વંચાવતાં આવી આફતો સન્મુખ આવીને ઉભી રહે એ અભણ અબળાઓનું કેવું દુર્ભાગ્ય ? ઓ પ્રભુ ! નિરક્ષર સ્ત્રીઓના શીર ઉપર આટલાં સંકટો હશે એતો હું હવેજ જાણું છું.

નર્મદા જો આંખે દેખતી હોતતો તે ચંદ્રભાગાની મુખમુદ્રા ઉપર પથરાયેલી નિર્દોષ છાપ જોઇ ત્હેનો વ્હેમ દુર કરી શકત, અને મર્યાદાને લીધેજ તે ઉત્તર આપી શકતી નથી એમ તે સમજી શકત; પણ-" એક બોબડો અને બીજો બ્હેરો " તેના જેવી હાલતમાં ઉભય હતાં.

છેવટ ગંગાએ ઉત્તર આપ્યો, પત્ર આપના બંધુનોજ હતો, અને તેમાં વિજયાદશમીને દિવસે જરૂર આવીશ એવી ખબર લખેલી હતી.

" ભાભી ! લાવો જોઇએ એ પત્ર મ્હારી પાસે. "

ચંદ્રભાગાએ પત્ર નર્મદા બ્હેનના હાથમાં આપ્યો. " ઠીક, હું પુનઃ વંચાવી જોઇશ અને જો તું જુઠી છે એવું મને જણાશે તો ત્હારી જીભ કાપી નંખાવીશ. " નર્મદાએ ધમકી આપતાં કહ્યું.

" સારૂ, બ્હેન ! હું તે કરતાં પણ અધિક સજા ભોગવવા તૈયાર થઇશ. " ચંદ્રભાગાએ ઉત્તર આપ્યો.

" વારૂ ભાભી ! જ્યારે મ્હારા ભાઇનો પત્ર હતો ત્યારે શા માટે હાલ સુધી મને ચીંતામાં રાખી ! નર્મદાએ પૂછ્યું.

" મ્હોટાં બ્હેન ! એમાં હું શું કહું ? " ચંદ્રભાગાએ શરમાતાં ઉત્તર આપ્યો.

" હું સમજી, ત્યારે તો તું શરમના આવેષથી બોલતી ન હતી કેમ ? " નર્મદાએ આશ્વાસન આપતાં પૂછ્યું.

ચંદ્રભાગાએ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

નર્મદા ધીમે ધીમે ચંદ્રભાગાની પાસે ગઇ, તેના મસ્તક ઉપર હાથ ફેરવતાં કહેવા લાગી; " બાપ ! તને માઠું તો લાગ્યું નથી ને ? જો બા તું હજી અનુભવ રહિત છે, જગતના કાવાદાવાઓથી અજાણી છે, અને તેટલા માટે તને પુરતી સંભાળમાં રાખવી એ મ્હારૂં કર્તવ્ય હોવાથી મેં આટલી પૂછપરછ કરી, માટે ખોટું લગાડીશ નહિ. પ્રભુ ! તને સુરક્ષિત રાખે એમ હું અંતઃકરણથી ઇચ્છું છું.

મ્હોટાં બ્હેન ! આપ મુરબ્બી છો, વડીલ છો, હું આપની સંભાળ નિચે હોવા માટે મને ભાગ્યશાળી માનું છું. આપના અનુભવની બોધક વાતોથી મને ઘણું શિક્ષણ મળ્યું છે અને જ્યારે મ્હારી ભૂલ આપ મને જણાવો નહિ ત્યારે તો હું મ્હારૂં કમનસીબ માનું, જ્યારે આપ વડીલ થઇને મને ઠપકો આપો નહિ ત્યારે તો હું સ્વચ્છંદી થઇ જાઉં, હાથીને માથે પણ અંકુશની આવશ્યકતા છે, અરે જગતના રાજાઓ, રંકો, પશુઓ અને પંખીઓ સર્વના ઉપર અંકુશની જરૂર છે. કદાચ રાજા હોય પણ જો તે અંકુશ વિનાનું જીવન વ્યતિત કરતો હોય તો એમ સમજવું કે તે અધોગતિના માર્ગે દોડી રહ્યો છે, અનેક જીવોની પાયમાલી કરી રહ્યો છે, એટલું તો બાલ્યાવસ્થાથી જાણું છું.

વાહ ! ધન્ય છે તમને ! ભાભી ! પ્રભુએ તમને ઉદાર હાથે બુદ્ધિની બક્ષિસ આપેલી છે એમાં કાંઇ શક નથી, અને વિશેષમાં પ્રભુએ મને જો આંખ આપી હોત તો હું તમને સતી સ્ત્રીઓનાં અનેક ચરિત્રો વાંચી સંભળાવી, ઘણું સંગીન જ્ઞાન આપત. પ્રભુએ મ્હારૂં સૌભાગ્ય રત્ન લુંટી લીધુ તેના બદલામાં મને યત્કિંચિત્ ચક્ષુપ્રકાશ આપ્યો હોત તો, ભાભી ! હું તમને હંમેશ જ્ઞાનની એવી એવી વાનીઓ પીરસત કે જેથી તમે ખુશ ખુશ થઇ જાત, અરે તમે જ્ઞાનના પરિમલમાં મસ્ત થઇ જાત, હાય ! પણ હું શું કરૂં ? મ્હને વિધાતાયે અંધ બનાવી છે, સૃષ્ટિની સૌન્દર્યતા જોવામાં મને બેનસીબ રાખી છે. મ્હારા એક હાથમાં કોઇ કોહીનુર મુકે અને બીજા હાથમાં તેવાજ આકારનો પથ્થર મુકે તો મારે મન ઉભય સરખાંજ છે. ભાભી ! કહો જોઇએ જગત્‌માં આંખની કિંમત કેટલી અટકળી શકાય ?

ચંદ્રભાગાએ કહ્યું: “ મ્હોટાં બ્હેન ! ખરી રીતે તો આપ દેખતાં છો અને હું અંધ છું. કારણકે મનુષ્યની ખરી આંખ તો જ્ઞાન છે. સૂર્યનો પ્રકાશ હોય, આંખનું તેજ કાયમ હોય પણ જ્ઞાન હોય નહિ તો હિરાની અથવા કાચની પરિક્ષા શી રીતે કરી શકાય ! આપને ચર્મ ચક્ષુ નથી તેના બદલામાં જ્ઞાન ચક્ષુ છે, એ આપનું મહદ્ ભાગ્ય છે. ”

નર્મદાએ કહ્યું: “ ભાભી ! તમારૂં કહેવું સત્ય છે તથાપી ચર્મ ચક્ષુ એક વખતે ગઇ એટલે તે પુનઃ પ્રાપ્ત થતી નથી, અને જ્ઞાન ચક્ષુઓ તો પરમાત્મા ઉદાર હાથે ઇચ્છા રાખનારને અર્પણ

કરે છે, અને તેટલા માટે જ્યારે તમને જ્ઞાન ચક્ષુ પ્રાપ્ત થશે, ત્યારે ચર્મ ચક્ષુઓની સાથે જ્ઞાન ચક્ષુઓનો યોગ થતાં તમારી કિંમત વધી જશે."

"પણ મ્હોટાં બહેન! પ્રભુ તો ઉદાર હાથે જ્ઞાન ચક્ષુઓનું મનુષ્યોને દાન કરવા તૈયાર છે, પણ હું એવી હિનભાગ્ય છું કે તે પ્રાપ્ત કરવાની સ્થીતિમાં નથી."

"તમારા હૃદયમાં જન્મેલી ઇચ્છાજ તમારા મનોરથ સફળ કરશે."

"હા, મ્હોટાં બ્હેન! ઇચ્છા તો ઘણીયે ઉત્પન્ન થઇ છે પણ તેને પરિપૂર્ણ કરનાર કોણ છે?" ચંદ્રભાગાએ દીનતાથી કહ્યું.

"ભાભી! જો હું આંખે અંધ ન હોત તો હું તમને આજથીજ ભણાવવાનું શરૂ કરત."

"અરેરે! અને જો તેમ થાત, તો હું મને અત્યંત ભાગ્યશાળી માનત કારણકે અજ્ઞાનતાને લીધે મને કેટલાં સંકટ પડયાં છે તે હું કહી શકતી નથી, પ્રત્યેકની આગળ તે દુઃખોનું વર્ણન કરતા હવે તો મને શરમ આવે છે."

"ભાભી! તમારૂં કહેવું સત્ય છે, અવિદ્યા એજ દુઃખનું કારણ છે. જો એક મનુષ્ય તે મનુષ્યના ખરા અર્થમાં જીવન ગુજારવાનું હોય તો તેને કેળવણીની પહેલી જરૂર છે અને હવે તો એમ સિદ્ધ કરવામાં આવ્યું છે કે પુરૂષોની કેળવણી કરતાં સ્ત્રીઓની કેળવણી તરફ પહેલું ધ્યાન આપવાની જરૂર છે.

"હા, બ્હેન સંકટોએ મને જે ડહાપણનું દાન કર્યું છે તે ઉપરથી મને પણ એમ લાગ્યું કે સ્ત્રીઓને પશુઓના જેવી સ્થિતિમાં રાખવી એ તેમના ઉપર ઘાતકીપણું ગુજારવા સમાન છે. સ્ત્રીઓને જો સુશિક્ષિત કરવામાં આવે તો તેમને ઘણો લાભ થાય.

"ભાભી! અરે તેમને તો શું પણ તેના આખા કુટુંબને લાભ થાય, આખા દેશને લાભ થાય, વીર નેપોલીયને એક વખત કહ્યું હતું કે "મને સો સુશિક્ષિત સ્ત્રીઓના સંતાન આપો તો હું આખા યુરોપને ધ્રુજાવું" મહાત્મા ગોપાલે એ કહ્યું હતું કે "દેશોન્નતિની ચાવી સ્ત્રી-કેળવણીમાં છે."

"અને શું તે સત્ય હશે મ્હોટાં બ્હેન?"

"તદન સત્ય કારણ કે દેશમાં કેવાં સંતાન ઉત્પન્ન કરવાં,

તેમના ભાગ્યમાં કેવા લેખ લખવા, સંસારને સ્વર્ગ બનાવવું કે નર્ક બનાવવું એ સઘળું સ્ત્રીઓના અધિકારમાં છે.

"મ્હોટાં બ્હેન ! હું ધારૂં છું કે સ્ત્રીઓમાં ભણવાની ઉલટ પેદા થવા માટે વિદ્વાનોએ એવી અતિશયોક્તિ કરી હશે."

"ના, ભાભી એમાં અતિશયોક્તિ જેવું કાંઈજ નથી.

જનુની જણ તો ભક્ત જણ, કાં દાતા કાં શુર,
નહિ તો રહેજે વાંઝણી, રખે ગુમાવતી નુર.

એ કાવ્ય તમે ઘણી વખતે સાંભળ્યું હશે અને તેનો અર્થ ખુલ્લો છે કે, હે સ્ત્રીઓ ! તમે એવાં સંતાન ઉત્પન્ન કરો કે જેઓ ભક્ત હોય, દાતાર હોય કે શુરવીર હોય.

"ત્યારે શું ભાગ્ય પ્રમાણે સંતાન ઉત્પન્ન થવાની વાત ખોટી હશે ?

"હા, યુરોપનું તત્વજ્ઞાન અને આપણું પ્રાચિન તત્વજ્ઞાન એ બાબતમાં મળતાપણું બતાવે છે કે સ્ત્રીઓ પોતાની મરજી પ્રમાણે સંતાન ઉત્પન્ન કરી શકે છે.

"મ્હોટાં બહેન, જો એ વાત સત્ય હોય તો જગતમાં એવી કોઇ પણ સ્ત્રી ભાગ્યેજ હશે કે જે અજ્ઞાન દુરાચારી, અબુધ, રોગી અને કુલાંગાર સંતાન ઉત્પન્ન કરવાને ઇચ્છતી હોય અને તે છતાં કેટલીક સ્ત્રીઓને એવાં પણ સંતાન ઉત્પન્ન થાય છે તેનું શું કારણ હશે ?

"એ તમારી શંકા સત્ય છે. દરેક સ્ત્રી પોતાનાં સંતાન, વિદ્વાન, સદાચારી, બુદ્ધિશાળી, નીરોગી અને કુળદીપક નીવડે એવું ઇચ્છે છે પણ ભુલ ત્યાં થાય છે કે જે ખાણુમાંથી એવાં રત્ન ઉત્પન્ન કરવાની આપણે આશા રાખીએ છીએ તે ખાણને આપણે અજ્ઞાનતામાં સડેલી રાખીએ છીએ અને તે છતાં તેમાંથી તેવાં રત્ન ઉત્પન્ન થવાની આશા રાખીએ છીએ. સ્ત્રીરૂપી ખાણને જ્યારે વિદ્યાભુષિત કરીને રત્નની ખાણ બતાવવામાં આવે તોજ તેમાંથી રત્ન ઉત્પન્ન થઇ શકે અને માતા જો કેળવાયલી હોય તોજ સંતાન રત્નોના ભાગ્યમાં ચળકતા લેખો લખી શકે.

"મ્હોટા બહેન ! તમે કેટલુંક તો નવાઇ જેવું બોલો છો. સંતાનના ભાગ્યમાં લેખ લખવાનું કામ તો વિધાતા કરતી હશે કે માતા ?"

"માતા."

"ત્યારે બાળકના જન્મની છઠ્ઠી રાત્રીએ વિધાતાનો લેખ લખવા પાટી વગેરેનું સાધન મુકવામાં આવે છે તેનું શું ?

"ભાભી ! એ ભાગ્યવાદેજ આપણા દેશને મહાન હાની પહોંચાડી છે. લેખમાં જેમ લખ્યું હશે તેમ થશે એ માન્યતાએજ પ્રવૃતિને લંગડી કરી છે. એ વાતીજ ઉન્નતિની આડે આવી છે. સત્ય વાત એ છે કે બાળકની ખરી વિધાતા એ તેની માતાજ છે. પહેલાં કહ્યું તેમ માતાજ બાળકને જેવું બનાવવા ધારે તેવું બનાવી શકે છે. બાળકના શિક્ષણની શરૂઆત માતાના ગર્ભથી થાય છે. શીશુ જીવનનો અમુલ્ય સમય માતાના સહવાસમાં વ્યતિત થાય છે કે જે વખતે બાળકનું કોમળ હૃદય સ્વચ્છ અને નિર્લેપ હોય છે તે હૃદયરૂપી ઉદ્યાનમાં બીજ રોપવાનું કાર્ય માતા કરે છે. તે બી માતા પોતાના ચારિત્ર્ય પ્રમાણે રોપી શકે છે. આ બી યુવાવસ્થામાં ખીલી નીકળે છે અને જીવન પર્યંત કાયમ રહે છે. પરંતુ અહીં એજ પ્રશ્ન આવીને ઉભો રહે છે કે માતા જ્યારે વિદ્યા વિભુષિત હોય ત્યારે તે બાળકના હૃદયમાં સંસ્કૃતિનું બી વાવી શકે.

"મ્હોટાં બ્હેન ! ભણેલી સ્ત્રીઓ વંઠી જાય છે એ માન્યતાથી મ્હારી માતાએ મને અજ્ઞાન રાખી; અરેરે ! તમે કહો છો તે વાતો મ્હારી માતા જાણતી હોત તો તેણે મને ભાગ્યેજ અજ્ઞાન રાખી હોત."

"તમારી માતા એમ ધારે એમાં આશ્ચર્ય પામવા જેવું નથી. કેમકે કેટલીક શિક્ષિત સ્ત્રીઓએ પોતાના દુશ્ચારિત્ર્યથી વિદ્યાને કલંક લગાડેલું જોવામાં આવે છે. પણ તેમાં વિદ્યાનો અપરાધ નથી, ખરાબ સોબત સાથે તેનો સંબંધ છે. કુસંગનો રંગ લાગે તો શિક્ષિત હોય અગર અશિક્ષિત હોય તોપણ તે કુમાર્ગે ઘસડાઇ જાય છે. જ્યારે અજ્ઞાન સ્ત્રી કુચ્છંદી નીકળે ત્યારે લોકો અજ્ઞાનના ઉપર દોષારોપ કરે અને શિક્ષિત સ્ત્રી અનાચાર કરે ત્યારે લોકો વિદ્યા ઉપર દોષ મુકે એમાં કાંઇ ન્યાય નથી. એવી ભુલ કરનારાઓ હજુ પણ એમ ધારે છે કે જો સ્ત્રીઓને ઉંચી કેળવણી આપીશું તો તેઓ એક દાસીની માફક કામ કરતી અટકી જશે. કામકાજને માટે દાસ દાસીઓ રાખવાની આપણને ફરજ પાડશે અને સ્ત્રીઓના પણ પુરૂષોની સમાન જન્મસિદ્ધ હકો છે એવી ફરીયાદ કરનાર સ્ત્રીઓના ટોળામાં સામેલ થઇ

જશે. પરંતુ એવી શંકા કરનારાઓએ જાણવું જોઇએ કે તમે દેવી તુલ્ય તમારી પત્નીઓને–અર્ધાંગનાઓને–રત્નની ખાણોને–માત્ર તેમની પાસેથી એક ગુલામડીના જેવું કામ લેવાના ઉદ્દેશથી અજ્ઞાન રાખશો તો તે સ્ત્રીઓ ગુલામો બનાવવાના કારખાના રૂપ થઇ પડશે. તે ગુલામડીની ખાણમાંથી ગુલામોજ ઉત્પન્ન થશે. તેઓ કદીપણ સ્વાત્મબળ અને સ્વતંત્રતાને ચાહનાર થશે નહીં. કેળવાયેલી સ્ત્રી પતિના સુખમાંજ પોતાનું સુખ હોવાનું સમજી શકે છે. એટલે તે પતિને સુખ આપવામાં–સંતોષ આપવામાં–આનંદ આપવામાં, દુઃખના પ્રસંગોમાં દિલાસા રૂપ થવામાં કાંઇ પણ કચાશ રાખે એ સંભવિત નથી. અને અજ્ઞાન સ્ત્રી જ્યારે દાસીપણું કરીનેજ સંતોષ આપશે, ત્યારે વિદ્યાવિભુષિત સ્ત્રી મંત્રીનું કાર્ય કરીને, રંભાનો પાઠ ભજવીને, અને એક દેવીના જેવું વરદાન આપીને તમારા સંસારને સ્વર્ગ બનાવવાનું અમુલ્ય કાર્ય કરી બનાવશે.

મ્હોટાં બ્હેન ! આ વર્ણન તો જાણે એક સ્ત્રીઓના મહાત્મય જેવું છે.

" હા, ભાભી જુઓ હું તમને મહિલા મહાત્મય એક ન્હાના કાવ્યમાંજ સંભળાવું."

સોરઠા.

જન્મ દઇ જગ માંહ્ય, સંતતી શ્રેષ્ટ સુધારવા;<br>
શિક્ષણ દેતી સદાય, માતા સૌ શિક્ષક સમી. ૧<br>
દાદા મહેતા લાલ તીલક ગાંધી ગોખલે;<br>
ઝીન્ના બીપીનપાલ, નારીની કુખમાં મળ્યા. ૨<br>
મા બેસંટ સમાન, સરોજનિ સરલા સમી;<br>
છે ખુલ્લું દ્રષ્ટાન્ત, નારીના ગૌરવ તણું. ૩<br>
સંસ્કૃતિ શુભ આચાર, સ્વદેશ પ્રેમી સ્વાશ્રયી;<br>
ભાગ્ય વિષે લખનાર, માતા એજ વિધાત્રી છે. ૪<br>
સ્વર્ગ બને સંસાર, રસ કલ્લોલ સદા પીયે;<br>
જે હોય ગુણિયલ નાર, સુખ મળે વૈકુંઠનું. ૫<br>
આશ્વાસન સુખમાન, સેવા સ્નેહ પ્રસન્નતા;<br>
એ ફળ કરે પ્રદાન, નારી કલ્પતરૂ બની. ૬<br>
ભલે બન્યા ધનવાન, બાંધ્યા મહેલને માળીયાં;<br>
પણ એ સૌ સ્મશાન, નારીના વીણ ભાસતું. ૭

જ્યાં નારીનું માન, ત્યાંજ રમે છે દેવતા;
જ્યાં નારીને જ્ઞાન, તેજ ભૂમિ આબાદ છે. ૮

ચંદ્રભાગાએ સ્તુતિ કરતાં કહ્યું, વાહ મ્હોટાં બ્હેન એક ન્હાના કાવ્યમાં પણ સ્ત્રીનું ઘણું મહાત્મય આવી જાય છે.

" હા. "

" મ્હેટાં બ્હેન ! આવી આવી વાતો જો તમે મને હંમેશ સંભળાવતાં હો તો તોયે મને ઘણો લાભ થાય. "

" હા, ભાભી અવશ્ય ઘણો લાભ થાય, પણ હું શું કરૂં ? પરમાત્માએ મ્હારી ચર્મચક્ષુઓ લઈ લીધી છે, નહિ તો રવિના કબાટમાં ઘણાંયે પુસ્તકો છે. હું તમને તેમાંથી સતીયોની કથાઓ વાંચી સંભળાવત. "

" મ્હોટાં બ્હેન ! મ્હારા દુર્ભાગ્યેજ તમારી એ સ્થીતિ છે, પણ તમે થોડી ઘણી વાતો તો મને સંભળાવો કે જેથી મ્હારો સમય આનંદમાં જાય અને વળી જ્ઞાન લાભ પણ થાય. "

" ઠીક ત્યારે હું તમને આવતી કાલે એકાદ વાર્તા કહી સંભળાવીશ. "

## બીજો દિવસ.

બીજા દિવસે ચંદ્રભાગા કામથી પરવારી એટલે પોતાની નણંદ નર્મદા પાસે બેઠી, અને મધુર વાણીથી કહ્યું, " મ્હોટાં બ્હેન આજે તમારી તબીયત સારી હોય તો મને એકાદ ચારિત્ર્ય કહો કે જેમાં એક કેળવાયેલી સ્ત્રી કેવાં સંતાન ઉત્પન્ન કરી શકે છે તેનું દૃષ્ટાન્ત હોય.

" બહુ સારૂં ત્યારે સાંભળો. મહાબલી અને અત્યાચારી રાજા કંસનું નામ તો તમે સાંભળ્યું હશે. એ રાજા મથુરાપુરીમાં રાજ્ય કરતો હતો, રાજાઓ ઘણા ભાગે કાચા કાનના અને વ્હેમી પ્રકૃતિના હોય છે, અને જે રાજા એ વર્ગનો ન હોય તે રાજા નથી પણ પ્રજાનો ઈશ્વર છે. રાજા કંસ વ્હેમી પ્રકૃતિનો હતો, તેને કોઇએ એવો વ્હેમ ઉત્પન્ન કર્યો કે ત્હારી બ્હેન દેવકીના પેટે એક એવું સંતાન ઉત્પન્ન થશે કે જે ત્હારૂં ઉન્મુલન કરશે. બસ આ વ્હેમને હૃદયપર સ્થાન મળતાંજ પોતાની બ્હેન દેવકીજીને એક મહાલયમાં કેદ કરવાનો હુકમ છુટયો. રાજા પોતાના સ્વાર્થની સિદ્ધીને માટે ચ્હાય તે કરી શકે. ગમે તેવા કાયદા ઘડી શકે, ગમે તેવા કર નાખી શકે, ગામનાં ગામ બાળી શકે, અને

આકાશ ને પાતાળ એક કરી શકે. નિરંકુશ રાજાને રોકનાર કોણ હોય? ટોકનાર કોણ હોય? તેની જીભ એ કાયદો, તેનો હુકમ એ બ્રહ્માનો લેખ.

દેવકીજી એ રાજા કંસની બ્હેન હતી પણ રાજાને વળી બ્હેન કોણ, ભાઇ કોણ, બાપ કોણ અને મા કોણ? ઘણા રાજાઓએ સ્વાર્થાંધ બની પોતાના પીતાનું ખુન કર્યું હતું, માતાનું ખુન કર્યું હતું. ત્યારે રાજા કંસ પોતાની બ્હેનને કેદમાં રાખે અને તેના પેટે ઉત્પન્ન થતાં સંતાનોનું ખૂન કરે એમાં નવાઇ જેવું શું હતું?

મહાદેવી દેવકી સુશિક્ષિત હતી, નિર્દોષ હતી. તેણે પોતાના બંધુને સવિનય પ્રાર્થના કરી અત્યંત કાલાવાલા કર્યા. પણ સ્વાર્થની સામે પ્રાર્થના ક્યારે સંભળાય છે? પ્રાર્થના કરો, અરજીઓ કરો, તાર કરો, સભાઓ ભરો, ઠરાવો પસાર કરો, અને ભવિષ્યમાં તેનું ગમે તેવું પરિણામ આવો, પણ તાત્કાળિક ફળ શું મળે છે?

તુળશી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય;
મુવા ઢોર કે ચર્મસે, લુહા ભસ્મ હો જાય.

નિર્દોષ દેવકીજી હાય વરાળ કહાડતાં તુરંગમાં દિવસો વ્યતિત કરવા લાગ્યાં. તેણે પોતાના હૃદયમાં નિશ્ચય કર્યો કે,— એ જ્યારે મને બ્હેન માનતો નથી, તો એ મ્હારો બંધુ નથી. જે રાજા ઘણાઓને પીડનાર છે તે રાજા નથી પણ પીશાચ છે અને તે આ જગતૂમાં જીવવાને લાયક નથી. અરે પણ પૃથ્વીપરના પહાડો પણ જેનાથી  જે છે તેનો નાદ કોણ ઉતારે? આમ વીચારી છેવટ તેણે નિશ્ચય કર્યો કે ઓ પ્રભુ! મ્હારી કુખે એક એવો વીર પુત્ર ઉત્પન્ન કર કે જે દુષ્ટ કંસનો નાદ ઉતારે.

એક સુશિક્ષિત સ્ત્રીની આ ઇચ્છા પુરતી હતી. ભાભી! મેં તમને પ્હેલાં કહ્યું છે કે એક સુશિક્ષિત સ્ત્રી પોતાની મરજી હોય તો વીર સંતાન ઉત્પન્ન કરી શકે છે. અને તે પ્રમાણે દેવકીજીએ એક વીર પુત્ર પુત્પન્ન કર્યો. અને રાજા કંસની દષ્ટિ ચુકાવી, નંદરાજાના દરબારમાં તેને મોકલી આપ્યો. કંસ આંખો ચોળતો રહ્યો.

ભાભી! એ વીર પુત્ર કોણ? તમે સમજ્યાં? ગોવર્ધન પર્વતને એક આંગળી ઉપર ઉઠાવનાર અને મહાભારતના યુદ્ધનો

મુખ્ય સુત્રધાર, યદુકુલમાર્તંડ શ્રી કૃષ્ણચંદ્ર કે જેણે રાજા કંસનું નિકંદન કર્યું.

ચંદ્રભાગાએ કહ્યું,—ઘણું સરસ દ્દષ્ટાન્ત છે.

નર્મદાએ કહ્યું-ભાભી એવાં તો ઘણાં દ્દષ્ટાન્તો છે. વળી સાંભળો—

એક આર્યધર્મ પ્રચારિકા બ્રહ્મચારિણી દેવી મધુવ્રતાના ચારિત્ર્યનો એક ભાગ કહું છું. મધુવતા એક ગામમાં ધર્મોપદેશ માટે ગઇ તે ગામનો મુખી અત્યાચારી અને લંપટ હતો. તે મધુવ્રતાની સૌંદર્યમય રૂપરાશી પર મોહિત થયો તેણે મધુવ્રતાને પોતાના પાપી પંજામાં જકડી લીધી અને વિનયથી કહ્યું, સુંદરી તમારી કોમળ કાન્તી, સુકુમાર સૌંદર્ય અને તમારી મૃદુ મુર્તિ, આવાં કઠોર સંકટ સહન કરવાને યોગ્ય નથી માટે આપ મ્હારા ગૃહ મંદિરમાં નિવાસ કરી સ્વર્ગીય સુખ ભોગવો."

ભાભી ! સ્ત્રીઓ ઉપર આવાં સંકટ ઘણાં સ્વાભાવિક છે. આ ભારતવર્ષમાં જે મહાન ઉલ્કાપાત વારંવાર થયા છે અને જેને લીધે દેશની અવનતિ થઇ છે તેમાં કારણભુત આવાજ પ્રસંગો છે અને તેટલા માટે જ્યારે સતી સ્ત્રીના ઉપર આવું સંકટ આવી પડે ત્યારે તેઓ કેવું આત્મબળ દાખવી શકે છે તેનું આમાં દ્રષ્ટાંત છે. જે સ્ત્રીઓ વિદ્યા વિભુષિત હોય તેઓજ શિયળની ખરી કીંમત સમજી શકે છે અને જો તેઓ ધારે તો ચકિત કરી નાંખે તેવું આત્મબળ ધારણ કરી શકે છે. સુશિક્ષિત મધુવ્રતાએ શું કર્યું ? તે સાંભળો. તેણે ધૈર્ય અને વિનયથી પૂછયું—મહાશય, મ્હારા શરીરનો કયો વિભાગ આપને સુંદર પ્રતિત થાય છે કે જે ઉપર આપ મોહિત થયા છો ?

નરાધમે કહ્યું—તમારા ચંદ્રમંડળ સમાન મુખમંડળ ઉપર કે જેમાં નિર્મળ અને તેજસ્વી નેત્રો છે. જેમાં અજાયબ ભુરકી છે. પ્રેમીઓને કતલ કરનારી કટારો છે.

આ ઉત્તર સાંભળતાંજ પૂણ્યપરાયણ દેવી મધુવ્રતાએ એક લોખંડના સળીયાંથી પોતાના બન્ને નેત્ર ફોડી નાંખ્યાં અને પછી સ્મીત હાસ્ય કરતાં પુનઃ પૂછયું—કહો મહાશય ! હવે અન્ય કયા અંગ ઉપર આપ મોહિત થયા છો ? શું તાકાત છે એ દુષ્ટની કે હવે ઉત્તર આપી શકે. સતિ મધુવ્રતાની અડગ હીંમત જોઇ તે પાષાણુવત્ બની ગયો. દેવીને ચરણે પડયો. મધુવ્રતાના સતિત્વની હજારો સ્ત્રીઓ ઉપર છાપ પડી અને તે બ્રહ્મચારિણીએ સંખ્યાબંધ મનુષ્યોને પોતાના ઉપદેશ બળથી ઉત્તમ સંસ્કારી બનાવ્યા.

આ દ્રષ્ટાન્ત સાંભળતાંજ ચંદ્રભાગાને અજમેરમાં પડેલું સંકટ સાંભળી આવ્યું. હૃદયમાં દુઃખ થયું પણ તે દુઃખને દબાવી પોતાની નણંદ પ્રત્યે કહ્યું—"મ્હોટાં બહેન! આવી કેટલી વાતો તમારા હૃદયભંડારમાં ભરી રાખી છે.

"ઘણીએ વાતો ભરી રાખી છે. પણ તે સાંભળવા કરતાં વાંચવા જેવી વિશેષ છે. તમે જો ભણ્યાં હોત તો એ પુસ્તકો વાંચતા એટલો બધો આનંદ થાય કે તમને પુસ્તક નીચે મુકવાનું મન થાત નહી.

શ્રીપ્રસાદને પુસ્તક નીચે મુકવાનું દિલ થતું નહતું એ પ્રસંગ ચંદ્રભાગાના સ્મરણમાં આવ્યો.

આ પ્રમાણે ચંદ્રભાગાને નર્મદા હંમેશ ભિન્ન ભિન્ન બોધદાયક વાતો કહી સંભળાવતી અને તેથી ચંદ્રભાગાને ઘણો આનંદ થતો.

---

## પ્રકરણ ૨૮ મું.

---

પ્રિય પ્રાણેશની માર્ગપ્રતિક્ષા કરતાં વિજયાદશમીનો દિવસ આવી પહોંચ્યો. "હમણાં આવશે" "હમણાં આવશે" એવા સંકલ્પ વિકલ્પ કરતાં દિવસનો કેટલોક ભાગ વ્યતિત થઈ ગયો. પણ હજી વ્હાલા નાથ આવ્યા નહિ. સ્વામિની રાહ જોવામાં ચંદ્રભાગાએ આહાર પણ લીધો નહિ, વારંવાર ઉઠી બારી સામુ જુએ, સહજ ખડખડાટ થતાં દ્વાર ભણી દ્રષ્ટિ કરે, પણ ચંદ્રભાગાના હૃદયમણીના દર્શન થાય નહિ. જેમ જેમ સમય વ્યતિત થવા લાગ્યો, તેમ તેમ ચંદ્રભાગાનું ધૈર્યબળ ખુટવા લાગ્યું. શું પ્રિયપતિ પ્રતિજ્ઞા ભાગશે? શું તેમને મ્હારા દુઃખની કાંઇ કલ્પના પણ નહિ હોય? અરે તેમના વિયોગે જેમ મ્હારા હૃદયમાં વ્યાકુળતા થાય છે તેમ તેમને નહિ થતું હોય? ખાચત્ત સ્ત્રીઓનું હૃદય કોમળ હોય છે, અને પુરૂષનું હૃદય વજ્ર જેવું હોય છે. હવે તેઓ આવે એટલે તેમની વાત છે. બસ, સો વખત બોલાવે તોપણ બોલવું નહિ, હસાવે તોપણ હસવું નહિ, તેમને દેખતાંજ રીસાવું, અને ઘણું સમજાવે તો પણ મનાવું નહિ, જ્યારે વચન આપે કે હવે પછી આમ નહિ તરછોડું, આમ નહિ રીબાવું,

વચન ભંગ નહિ થાઉં, ત્યારેજ મનાવું. ઓ પ્રભુ ! હું કેવા હવામાં કિલ્લા બાંધું છું. હજી ભેંશનો પત્તો નથી અને દુધ ખાવાની વાતો કરૂં છું. અરે ! મ્હારા હૃદયના વિચારો કદાચ તેઓ જાણી જાય તો વળી અહીં આવ્યા પછી પણ મ્હારાથી અપ્રકટ રહી મને વધારે સતાવે, ખચિત હું મુર્ખ છું, પાપિણી છું, સ્વામિને જેથી દુઃખ થાય એવું વર્તન હુ કદિ પણ ચલાવીશ નહિ. નાથ ! પધારો પધારો ! હું તમારાથી નહિ રિસાઉં. તમને હર્ષથી વધાવી લઈશ. પિયુ ! તમને દેખતાંજ તમારા ચરણમાં પડીશ, તમારા પગની રજ મ્હારા મસ્તકે ચઢાવીશ, તમને સુખ આપવા તન મન ધનથી પ્રયત્ન કરીશ, અરે ! તમારા માટે મ્હારા પ્રાણ પાથરીશ, પ્રિયતમ ! હવે ઝટ પધારો, આ રંક દાસીને હવે ના મુઝાવો ? કૃપા કરી ના સતાવો !

પ્રિય પાઠક ! શું રવિપ્રસાદ તેની પ્રેમાળ સ્ત્રીની પ્રાર્થના સાંભળતો હતો ? નહિજ. તે ભલો ગૃહસ્થ ઘણે દુર હતો. એક શબ્દ પણ તેને કર્ણગોચર થતો નહોતો; ત્યારે શું ચંદ્રભાગા દિવાની થઈ હતી ? નહિ. ભારત મહિલાઓ—આર્ય રમણિયોના નૈસર્ગીક પ્રેમની કિંમત કોઇ કરી શકનાર નથી, તેમના પ્રેમનું યથોચિત સંગીત કોઇ ગાઈ શકનાર નથી, તેમના હૃદયના ભાવનું વર્ણન કોઇ કરી શકનાર નથી, વીંછીની વેદના જેને વીંછી કરડયો હોય તેજ જાણી શકે, અને પ્રેમની પીડા સહૃદય પ્રેમીઓજ જાણી શકે.

ચંદ્રભાગાનું ધૈર્યબળ સર્વથા ખુટી ગયા પછી તે હતાશ થઇ સોફા ઉપર પડી. અનેક પ્રકારના વિચાર સાગરોમાં ડુબકીઓ મારવા લાગી. તેટલામાંજ ઘરનું બારણું કોઇએ ખખડાવ્યું. એકદમ ચંદ્રભાગા ઉભી થઇ. તેના હૃદયમાં નવું જીવન આવ્યું, પગમાં નવું બળ આવ્યું, એકદમ દોડતી દાદરનાં પગથીઆં ઉતરી પડી, પણ ત્યાં તેણે શું જોયું ?

એક પત્ર—ઓ પ્રભુ ! જે દિવસે પિયુજી જાતે પધારવાના હતા તે દિવસે પત્ર શાનો ?

ચંદ્રભાગા ભયથી મુંજવા લાગી, શું સ્વામિની આરોગ્યતાને કાંઇ હાનિ પહોંચી હશે ? શું કાંઇ અમંગળ બનાવ બન્યો હશે ? ઓ દૈવ ! હું તે શી રીતે જાણી શકું ! ઓ પ્રભુ ! એક પળને

માટે તું મારામાં એવી શક્તિનો પ્રકાશ આપ કે જે વડે આ પત્રનું રહસ્ય હું જાણી શકું. ઓ નિર્દય પ્રભુ? શું હું અજાણ છું એમ વારંવાર મારા સ્મરણમાં આણી મને દુઃખ રૂપ શિક્ષા કરવાના હેતુથીજ આવા બનાવો વારંવાર ઉપસ્થીત કરે છે? પ્રભુ! મને રંકને શામાટે રીબાવે છે? છેવટ ચંદ્રભાગાએ પત્ર વાંચી શકે તેવા માણસને ગામમાંથી બોલાવી લાવવા ગંગાને મોકલી.

## પ્રકરણ ૨૯ મું.

પત્ર ચંદ્રભાગાના હૃદયને કંપાવનારો હતો, તેની આશાને નિરાશાના સ્વરૂપમાં ફેરવી નાખનારો હતો, સર્વાંગમાં શુન્યકાર પ્રસરાવનારો હતો, અને તેનો સાર નિચે પ્રમાણેનો હતો.

"મનુષ્યની ધારણાઓ ફળિભૂત થવાનો મુખ્ય આધાર ઇશ્વરની ઇચ્છા ઉપર અવલંબે છે. એ નિયમ પ્રમાણે વિજયાદશમીને દિવસે ઘેર આવી પહોંચવાની મ્હારી ધારણામાં હું નિષ્ફળ નિવડયો છું. માંદગીના કારણસર મ્હારા મુરબ્બી શેઠે મને ઘેર આવવાની રજા આપી નહિ તેથી મ્હારે નાઇલાજે રોકાવું પડયું છે. ઇશ્વરની ઇચ્છાને આધિન થવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. બ્હેનની બરાબર સંભાળ રાખજો. તમને સર્વને કુશળ જાણી મ્હારા હૃદયને શાન્તવન મળશે, મ્હારી કાંઇપણ ચિંતા કરશો નહિ, વિશેષ હકીકત હવે પછીના પત્રમાં જણાવીશ."

જેમ જેમ પત્ર વંચાતો ગયો તેમ તેમ ચંદ્રભાગાના શરીરમાં શીત વ્યાપતું ગયું. આંખે તમ્મર આવવા લાગ્યા. તે એક પળ વાર પણ ઉભી રહી શકી નહિ. "ઓ પ્રભુ!" એટલું બોલતાંજ તે ધરણીપર ઢળી પડી.

ગંગા પોતાના મનમાંજ બડબડી, બા સાહેબને તો મુર્છાનો રોગજ લાગુ પડયો જણાય છે. પત્ર વાંચનાર પણ ત્યાંથી મુઠીઓ વાળી ચાલ્યો ગયો. ગંગા ગભરાતી ગભરાતી નર્મદા બ્હેનની પાસે ગઇ, અને તેમને ચંદ્રભાગાના અવાસમાં તેડી લાવી. ગંગાએ અને નર્મદાએ ચંદ્રભાગાની વિધવિધ પ્રકારે સારવાર કરી ત્યારે તે શુદ્ધિમાં આવી. ગંગાએ પત્રનો સાર નર્મદાને કહી સંભળાવ્યો કે "તમારા ભાઈ માંદગીના કારણથી આવી શકયા નહિ" અને તેવી ખબર સાંભળ્યા પછી બા સાહેબ બેશુદ્ધ થયાં હતાં.

નર્મદાને પણ એ વૃત્તાંત દુઃખદાયક લાગ્યો, પણ આ વખતે ચંદ્રભાગાને આશ્વાસન આપવાની આવશ્યકતા હોવાથી તેણે શોકનો દેખાવ કર્યો નહિ. ચંદ્રભાગાને ધૈર્ય આપતાં કહ્યું કે "ભાભી! આમ ગભરાઇ શું કરો છો? શરીર કોઇવાર સહજ બગડે પણ ખરૂં, એમાં આટલો બધો સંતાપ શામાટે કરવો જોઇએ? પ્રભુની પ્રાર્થના કરવામાં સમય ગાળો કે જેથી મ્હારા બંધુને સત્વરે આરોગ્ય પ્રાપ્ત થાય.

ચિંતામાંને ચિંતામાં કેટલાક દિવસો વ્યતિત થયા. રવિપ્રસાદને આરોગ્ય પ્રાપ્ત થયાની કાંઇપણ ખબર આવી નહિ. પ્રતિદિન ચિંતામાં વૃદ્ધિ થતીજ ગઇ. નર્મદા તો પોતાના બંધુને પુનઃ આરોગ્ય પ્રાપ્ત થાય તેને માટે પ્રભુ પ્રાર્થના કરવામાંજ દિવસો વ્યતિત કરવા લાગી. તેણે બંધુના રક્ષણનો ભાર પ્રભુનેજ સોંપ્યો, સર્વ શક્તિમાન સર્વેશ્વર ઉપરજ તેણે દૃઢ વિશ્વાસ મૂકયો, પણ ચંદ્રભાગાના હૃદયમાં તો એટલું સામર્થ્યજ કયાં હતું? દુઃખથી તેનું હૃદય વિદિર્ણ બન્યું હતું. તે તો અર્ધ દિવાનાવસ્થામાં આવી પહોંચી હતી. નિરંતર પિયુના પત્રની સ્થીર નેત્રે રાહ જોતી હતી. કેટલાક દિવસો વ્યતિત થયા પછી પત્ર આવી પહોંચ્યો, અને તત્કાળ ગંગાને ગામમાં મોકલી, જેમ બને તેમ સત્વરે કોઇ ભણેલા ગૃહસ્થને પત્ર વાંચવા માટે બોલાવી લાવવા કહ્યું. ગંગા પણ બની શકે તેટલી ત્વરિતથી ઘર બ્હાર નીકળી. સદ્ભાગ્યે નીકળતાંજ તેને એક યુવક મળી આવ્યો. જેણે માથે જીકથી ભરેલી ટોપી પહેરેલી હતી, પગમાં મોજા પહેરેલા હતા, હાથમાં નાજુક સોટી પકડેલી હતી, અને જાણે હમણાંજ કોલેજમાંથી નીકળેલો યુવક હોય તેમ જણાતું હતું. ગંગાએ તે ગૃહસ્થને ઘરમાં આવવાની ઇશારત કરી, અને તેથી તે ભલો યુવક ગંગાની પાછળ ચંદ્રભાગાના આવાસમાં પહોંચ્યો. ચંદ્રભાગાએ તત્કાળ તે યુવકના હાથમાં તે પત્ર મૂકયો, અને યુવકે કાંઇપણ ઢીલ કર્યા વગર તે પત્ર પોતાની ચક્ષુઓની આગળ એક આરસીની પેઠે ધર્યો. પરંતુ પત્રમાંની હકીકત ચંદ્રભાગાને પ્રદર્શીત કરવાની તે હિંમત કરી શકયો નહિ. એકદમ ડુસકા ખાવા લાગ્યો, આંખમાંથી અશ્રુની ધારાઓ વહેવા માંડી. હવે ચંદ્રભાગાની સ્થીતિનું પૂછવુંજ શું? ચંદ્રભાગા સમજી શકી કે દુઃખદાયક અમાંગલિક ખબર સાંભળવાને કયા મનુષ્યનું હૃદય વજ્ર સમાન સરજાયેલું હોય? કોની જીભ પાષાણની બનેલી હોય? હાય!

એ તો વિધાતાએ મ્હારૂં સર્વસ્વ લુંટી લીધું. એમ વિચારતાંજ સખત પવનના ઝપાટાથી જેમ કેળ જમીનદોસ્ત થઇ જાય તેમ ચંદ્રભાગા ધરણીપર પટકાઇ પડી. વિદ્યુત વેગે આ ખબર આખા ગામમાં પ્રસરી ગઈ. જોતાં જોતાં હજારો મનુષ્યની મેદની ત્યાં ભરાઇ ગઇ. યુવક તો બિચારો સ્વાસભેર દોડતો ક્યાંઇ પોબારા ગણી ગયો.

પર્વતના પથ્થરો પણ ધ્રુજી ઉઠે, આકાશ અને પાતાલ ડોલવા લાગે, જંગલના વૃક્ષો પણ જાણે પૃથ્વીમાં પેસી જવાનો યત્ન કરે અને સૂર્ય પણ જાણે પોતાનું મોં છુપાવવાને વાદળા નિચે આશ્રય મેળવે, એ પ્રકારનું ચંદ્રભાગાનું આક્રંદ હતું.સંકટકંટકો વડે તેના હૃદયમાં ભયાનક છીદ્ર પડયા હતાં. આંખમાંથી અશ્રુની અસ્ખલિત ધારાઓ ચાલતી હતી, શરિરનું રૂધિર જાણે આંખમાં ઉભરાઇ આવ્યું હોય તેમ તે રક્તવર્ણી બની હતી. જે ચંદ્રભાગા એક દિવસે ડહાપણના ભંડાર રૂપ મનાતી હતી તે આજે પૂર્ણ દિવાનાપણાની હાલતમાં આવી ફસી છે.

સૂર્ય વાદળઃ નિચે ઢંકાયાથી તેની પ્રભા ઝાંખી પડી હતી, સર્વ સ્થળે શુન્યકાર ભાસતો હતો. આખા ગામમાં કરૂણારસનો પ્રવાહ વહિ રહ્યો હતો, ત્રાસ થયો, ગજબ થયો, આનુંજ નામ દૈવી કોપ ! બિચારી ચંદ્રભાગાનું જીવન ધુળમાં રગદોળાયું ! તેના પર દુઃખના ડુંગરો તુટી પડયા. પ્રભુ ઘણો નિર્દય થયો, " કીડીપર કરવત થયું. " " ધર્મીને ઘેર ધાડ પડી. " ઇત્યાદિ શબ્દ તરંગો કરૂણારસના પ્રવાહ ઉપર તરવરવા લાગ્યા.

ચંદ્રભાગાને સૌ કોઇ આશ્વાસન આપવા લાગ્યું, ત્રુટિની કાંઇ બુટિ છે ? ઇશ્વરની મરજીનો કોણ માલીક છે ? પ્રભુ રાખે તે સ્થીતિમાં રહેવું. ભાગ્ય નિર્બળ હોય તો પ્રભુ પણ શું કરે ? વિધાતા વેરણ થાય ત્યારે આપણો શો ઇલાજ ? પ્રભુને ગમ્યું તે ખરૂં. બાપ ! ચંદ્રભાગા ! હિંમત રાખ, છાતી વજ્રની કર, હવે રડવાથી શું કાંઈ વળવાનું છે ? રોઇ રોઇને આંખો ગુમાવી બેસીશ, પછી તને દોરનાર પણ કોણ છે ? ઇત્યાદિ શબ્દોવડે ચંદ્રભાગાના હૃદયમાં સગાં સંબંધી આશ્વાસન રેડવા લાગ્યાં.

હૃદયફાટ કલ્પાન્તની વચ્ચે ચંદ્રભાગાને વિધવા બનાવવામાં આવી, તેના તમામ સૃંગારો ઉતારી લેવામાં આવ્યા, અને સૌભાગ્ય ચિન્હો નાબુદ કરવામાં આવ્યાં.

---

## પ્રકરણ ૩૦ મું.

સમયને વહિ જતાં કાંઇ વિલંબ થાય છે? દિવસ પછી રાત્રિ, અને રાત્રિ પછી દિવસ, એમ એક પછી અનેક દિવસો વ્યતિત થયા. પ્રભુ જેને દુઃખ આપે છે તેને દુઃખ સહન કરવાનું બળ પણ આપે છે. ચંદ્રભાગા હવે રડી રડીને થાકી ગઇ છે, દૈવના કોપની આગળ હારી ગઈ છે, તેને આ સંસાર એક સ્વપ્નાં જેવો ભાસે છે, દુઃખ સાગર જેવો પ્રતિત થાય છે. શું હતું? શું ગયું? અને શું રહ્યું? એ પ્રશ્નપર વિચાર પરંપરા નિરંતર ચાલુ છે. હજી પણ ચંદ્રભાગા ભ્રમિત ચીતવાળી જણાય છે. સંસારપર તેને મોહ નથી, વસ્ત્રાલંકારો વિષસમાન લાગે છે, ઘર સ્મશાન જેવું ભાસે છે, લક્ષ્મી સળગતી આગ સમાન લાગે છે. હવે મ્હારે જીવીને શું કરવું છે? આ સઘળી વસ્તુઓમાં શું મ્હારે પુળો મુકવો છે?

ચંદ્રભાગા દિવાની થઇ છે એવી વાર્તા સર્વત્ર પ્રસરાય છે. ચંદ્રભાગાનો બંધુ ત્યાં આવી પહોંચે છે. બ્હેનની હાલત જોઇ તે અત્યંત શોકાતુર થાય છે, ચંદ્રભાગા આવી હાલતમાં સઘળું ગુમાવી બેસશે એમ તેને લાગે છે, અને તેટલા માટે સર્વ ઘરેણાં સુરક્ષિત રાખવા માટે ચંદ્રભાગાની પાસે માંગણી કરે છે. ચંદ્રભાગા સર્વસ્વ પોતાના બંધુને સ્વાધિન કરે છે. " મ્હારે શું કરવું છે? ભલે તુંજ તેની રક્ષા કરજે."

ચંદ્રભાગા હવે દિવસમાં એક વખત સુક્ષ્મ ખોરાક લેછે. ભોંય સુઇ રહે છે. ઠંડા પાણીથી સ્નાન કરે છે, અને ઘણુંજ સાદુ જીવન વ્યતિત કરે છે.

નજીકના ગામનો વ્હેપારી તે સ્થળે આવી પહોંચે છે, અને ચંદ્રભાગાની પાસે ઘરની માંગણી કરે છે. તેની જે કિંમત ત્રાહિત ગૃહસ્થો કરે તે કરતાં પણ સો રૂપિઆ વધુ આપવાની ઉદારતા પ્રદર્શીત કરે છે. ચંદ્રભાગાના ભાઇને તે વ્હેપારીની માગણી વાસ્તવિક લાગે છે.

હવે ચંદ્રભાગાને અહીં શા માટે રાખવી જોઇએ? હવે તો તે પીયરમાંજ પોતાનું જીવન ગાળશે, સુખે દુઃખે દિવસો પુરા

કરશે, એમ વિચારી રવિપ્રસાદનું ઘર અન્ય ગૃહસ્થને વેચાણ કરી દેવામાં આવે છે.

ઘરનો ખરીદદાર ઘરનો કબજો સંભાળવા આવે છે, ચંદ્રભાગાનો ભાઈ ચંદ્રભાગાને પીયર લઇ જવાની તૈયારી કરે છે પણ બિચારી અંધ નર્મદાનું શું કરવું એ પ્રશ્ન ઘણો ગહન થઇ પડયો છે. નર્મદા ઘરનો કબજો સોંપવાની ના કહે છે. ચંદ્રભાગાએ સાહસ કર્યું તે માટે ઠપકો આપવાનો પોતાનો અધિકાર હવે નષ્ટ પામ્યાનું નર્મદા માને છે. ભાઇના મૃત્યુથી મિલકતની કુલ માલિક ચંદ્રભાગા થઇ, અને તેટલા માટે પોતાની મિલકતની વ્યવસ્થા તે ઇચ્છાનુસાર કરી શકે એવું નર્મદા સમજે છે, અને મનમાંને મનમાં મુંઝાય છે.

પતિના સ્વર્ગગમનથી નર્મદા પ્રતિનો ભાવ ચંદ્રભાગાના હૃદયમાંથી કમી થયો નથી, પોતાની અંધ નણંદને કાંઇ પણ દુઃખ થાય અથવા તે અધમ સ્થીતિમાં મુકાય એવું ચંદ્રભાગા સ્વપ્ને પણ ઇચ્છતી નથી, જે પોતાનું થાય તેજ નર્મદાનું થાય એવી તેની ઇચ્છા છે. પતિની આજ્ઞાનું મૃત્યુ પર્યંત પાલન કરીશ અને નર્મદાની સેવા કરીશ એવો તેનો દ્રઢ સંકલ્પ છે. ઘણો વિચાર કર્યો પછી ચંદ્રભાગાએ નિશ્ચય કર્યો કે, નર્મદા બ્હેનને પણ પોતાના પિયેરમાં સાથે લઇ જવાં અને ત્યાં તેમની પૂર્વવત્ સેવા ચાલુ રાખવી. આવા વિચારથી તે મ્હોટાં બ્હેનની પાસે પ્રાર્થના કરવા આવી.

" મ્હોટાં બ્હેન ! મ્હારા ભાગ્યમાં જે દુઃખ સરજાયેલું હતું, તે દુઃખના ભોગ હું થઈ પડી છું પણ તમે એવા ચીંતા ના કરશો કે હું આપને તજી દઇશ. "

" ભાભી ! તમે વિવેકી છો, પ્રતિષ્ઠીત છો, જેમ તમારી ખાનદાનીને શોભે તેમ વર્તજો, પણ મેં સાંભળ્યું છે કે તમારા ભાઇએ આ ઘર અન્ય ગૃહસ્થને વેચાણ આપી દીધું છે અને તમે પિયર જવાનાં છો ! "

" હા, તે વાત સત્ય છે. મ્હારા જેવી બાળ વિધવાએ પિયરના જથ્થામાં રહી શિયળનું સંરક્ષણ કરવું જોઇએ એવો મ્હારા બંધુનો આંતરિક વિચાર છે. હું તે વિચારમાં સંમત થવાની કદાચ ના કહું તો, મારો ભાઇ કહેશે કે સાસરામાં તેની સંભાળ રાખનાર કોઈ નથી છતાં તે સ્વચ્છંદી થવા ધારે છે,

એટલે મેં ભાઇના વિચારોને અનુમોદન આપ્યું છે પણ તેથી તમે એમ ના ધારતાં કે હું મ્હારા બંધુને ગૃહે એકલીજ જવાની છું. તમને અને બંગાને મ્હારી સાથે રાખીશ, તમારી પૂર્વવત્ સેવા કરીશ, તમારા મનને કાંઈ પણ ઓછું આવે નહિ તેની હંમેશ કાળજી રાખીશ."

"મ્હારા પ્રત્યેની તમારી અનન્ય ભક્તિ માટે તમને ધન્ય વાદ ઘટે છે. પણ ભાભી! મ્હારા બંધુનું ગૃહ તજી દઇ હું તમારા બંધુને ત્યાં શા માટે આવું? પ્રભુએ મ્હારા પ્રારબ્ધમાં જે દુઃખ લખ્યું હશે તે હું અહીંજ ભોગવી લઇશ.

ચંદ્રભાગા નણંદના ઉત્તરથી નાસીપાસ થઇ પુનઃ ગદ્ ગદ્ કંઠે કહેવા લાગી–"મ્હોટા બ્હેન! તમે આમ ક્રુદ્ધ થઇ મને શા માટે દુઃખી કરો છો? મ્હારી પ્રાર્થના આપને અનુચિત ભાસતી હોય તો મને યોગ્ય સલાહ આપો, મ્હારે આ સમયે શું કરવું જોઇએ? મ્હારા વિચારો જેવા હતા તેવા શુદ્ધ બુદ્ધિથી આપની આગળ વ્યક્ત કર્યા છે. હવે તેમાં કાંઇ ભુલ હોય તો આપની જ્ઞાનશક્તિ વડે મ્હારી ભૂલ મને સમજાવો. મ્હરા જીવનનો ક્રમ નક્કી કરી આપો. હું અંધ છું મને વાસ્તવિક દિશા બતાવો."

તમારા જેવી સદગુણી સ્ત્રીના મુખમાં જે શબ્દો શોભે તે આવાજ હોવા જોઇએ. જયારે તમે શુદ્ધ હૃદયથી મ્હારી આગળ વાત કરો છો ત્યારે હું પણ નિખાલસ હૃદયથી મ્હારા અંતઃકરણની વાત કહું છું. હું પ્રાણાન્તે પણ તમારા પિયર આવવાની નથી અને જીવનપર્યંત આ ઘર છોડવાની નથી. મેં આ વિષયમાં ગઇ રાત્રે ઘણુંજ ચિંતવન કર્યું છે. મ્હારામાં જે જ્ઞાન છે તે જ્ઞાનના આધારે મને એમ સમજાયું છે કે મ્હારો ભાઇ ઘણોજ વિચિક્ષણ હતો, તેથી તેણે મરતાં પહેલાં મ્હારા માટે અને તમારા માટે કંઇક વ્યવસ્થા કરી રાખેલી હોવી જોઇએ એમ હું ધારૂં છું; અને તેટલા માટે તે સંબંધમાં પુરતી તપાસ કરવા આજે મેં મ્હારા હાથે એક પત્ર લખી રાખ્યો છે. હું અંધ હોવાથી પત્ર જો કે વાંચી શકતી નથી પણ અટકળે લખી તો શકું છું. આ પત્રનો શું ઉત્તર આવે છે તે જોયા પછી હું મ્હારા વિશેષ વિચારો તમને શુદ્ધ ભાવે વ્યક્ત કરીશ, ત્યાં સુધી તમે ધૈર્ય રાખો.

"ઘણું સારૂં, આપ જ્ઞાની છો અને તેટલા માટે મને સૂં-

પૂર્ણ વિશ્વાસ છે કે તમે જે પગલું ભરશો તે અવશ્ય ડહાપણ-ભરેલું હશે."

"ભાભી! મને લાગે છે કે મ્હારા બંધુના સ્વર્ગાગમનનો પત્ર આવ્યો હતો તેમાં પણ તમારા અને મ્હારા સંબંધમાં કંઇક ઇસારો હોવો જોઇએ, વારૂ એ પત્ર ક્યાં છે? લાવો જોઇએ"!

"પત્ર વાંચનારે પત્ર વાંચતાંજ આક્રંદ કરવા માંડયું. તે એવા કોમળ હૃદયનો હતો કે જેથી એક શબ્દનો પણ ઉચ્ચાર કરવાની તે હિમ્મત કરી શક્યો નહિ. એક તરફ હું પોતે મૂર્છીત થઇ, અને બીજી તરફ તે ભલો યુવક પણ તે ત્રાસ અસહ્ય લાગવાથી જતો રહ્યો, ત્યાર પછી એ પત્રનું શું થયું તે હું જાણતી નથી. તો પણ હજીએ હું મ્હારા આવાસમાં એક વખત તપાસ કરૂં, કદાચ ગંગાએ તે પત્ર સાચવી રાખ્યો હોય તો લઇ આવું."

---

## પ્રકરણ ૩૧ મું.

---

ચંદ્રભાગા પત્રની તપાસ કરવા પોતાના આવાસમાં ગઈ. ગંગાએ અને તેણે ઘણી શોધ કર્યાં પછી એક પત્ર હાથમાં આવ્યો તે લઇ પુનઃ ચંદ્રભાગા નર્મદાની પાસે આવી, અને પત્ર રજુ કર્યો. "પ્રભુ કૃપાથી પત્રનો પત્તો લાગ્યો ખસે" ચંદ્રભાગાએ નર્મદાને કહ્યું."

નર્મદાએ પત્ર પોતાના હાથમાં લીધો, અને તે વંચાવવા માટે કોઇ ભણેલા માણસને બોલાવી લાવવા ગંગાને મોકલી. ભાગ્ય યોગે ઘરનો ખરીદદાર તેજ સ્થળે આવી પહોંચ્યો તેથી નર્મદાએ પત્ર તેના હાથમાં આપી વાંચી બતાવવા કહ્યું. ખરીદ-દારે પત્ર વાંચી સંભળાવ્યો.

"મનુષ્યની ધારણાઓ ફળીભુત થવાનો મુખ્ય આધાર ઇશ્વરની ઇચ્છા ઉપર અવલંબે છે. એ નિયમ પ્રમાણે વિજયા-દશમીને દિવસે ઘેર આવી પહોંચવાની મ્હારી ધારણામાં હું નિષ્ફળ નિવડયો છું. માંદગીના કારણસર મ્હારા મુરબ્બી શેઠે મને ઘેર આવવાની રજા આપી નહિ તેથી મ્હારે ના ઇલાજે રોકાવું પડયું છે. ઇશ્વરની ઇચ્છાને આધિન થવું એ મનુષ્ય

માત્રનું કર્તવ્ય છે. બ્હેનની બરાબર સંભાળ રાખજો, તમને સર્વને કુશળ જાણી મ્હારા હૃદયને શાન્તવન મળશે. મ્હારી કાંઇ પણ ચીંતા કરશો નહિ. વિશેષ હકીકત હવે પછીના પત્રમાં જણાવીશ."

નર્મદાએ પત્ર શાન્ત રીતે સાંભળ્યો અને પ્રશ્ન કર્યો "ભાભી! મેં જે પત્ર તમારી પાસે માંગ્યો હતો તે આ નહિ, હું મ્હારા ભાઇના સ્વર્ગગમનની ખબરવાળો પત્ર માંગુ છું."

"મ્હોટાં બ્હેન! મને તો આ એકજ પત્ર મળી આવ્યો. કોણ જાણે ત્યારે એ પત્ર તો કયાં ગુમ થઇ ગયો"?

"અરે મ્હારી બાઇ! એવો અમાંગળિક પત્ર ઘરમાં રખાય પણ ખરો કે? વેપારીએ કહ્યું."

નર્મદાએ પૂછયું: "ભાઇ! જે પત્ર તમે વાંચી સંભળાવ્યો તે પત્રમાં લખ્યું છે કે" મંદગીના કારણ સર અમારા મુરબ્બી શેઠ રજા નહિ આપવાથી હું ના ઇલાજે રોકાયો" તે ઉપરથી તો તેના શેઠને મંદગી હોવાનું જણાય છે."

પત્ર વાંચનારે પોતાના મનમાં કહ્યું: આ રાંડ આંધળી ઘણી હુશીયાર લાગે છે. (પ્રકટ) ના બ્હેન! તેનો અર્થ એવો છે કે તમારા ભાઇને મંદગી હતી એટલે શેઠે રજા આપી નહિ. કેમકે મંદગીના સમયમાં મુસાફરી કરવી એ આત્મઘાત કરવા જેવી મુર્ખાઇ છે.

"મને તો એ અર્થ ઘણોજ વિચિત્ર લાગે છે, કેમકે પુર્વાપરનો સંબંધ વિચારી અર્થ કરવો જોઇએ. જો કદાચ મ્હારા ભાઇને મંદગી હોત તો "હું ના ઇલાજે રોકાયો છું" એવા શબ્દો લખત નહિ."

"શા માટે એવા શબ્દો નલખે? ઘેર આવવાનો તેનો વિચાર મક્કમ હતો, પણ મંદગી થઇ એટલે "ના ઇલાજે રોકાયો" ઘરના ખરીદદારે અર્થ સમજાવતાં કહ્યું."

"વળી જુઓ! આગળ જતાં તે એમ લખે છે કે "તમને સર્વને કુશળ જાણી મ્હારા હૃદયને શાન્તવન મળશે" તે ઉપરથી પણ એમ જણાય છે કે જો કદાચ મ્હારા બંધુને મંદગી હોત તો તે એમ લખત નહિ."

"તમે ઘણોજ ભૂલભરેલો અર્થ કરો છો; પણ તેની મતલબ એવી છે કે હું મંદગીથી જો કે પીડાઉં છું તોપણ તમને

કુશળ જાણવાથી તેને કાંઇક શાન્તી મળશે, નહિતો તેના હૃદયમાં ચિંતા થાય અને મંદગીમાં શાન્તી મળવાને બદલે દુઃખ ઉપર ડામ દેવા સમાન સ્થિતિ થાય.”

“વળી જુઓ! આગળ જતાં એમ લખે છે કે “મ્હારી કાંઇપણ ચિંતા કરશો નહિ.” જો કદાચ તેને મંદગી હોત તો તે એમ ભાગ્યેજ લખત! કદાચ લખત તો એમ લખત કે મને થયેલી મંદગી સામાન્ય છે માટે કાંઇ ચિંતા કરશો નહિ.”

“દેશાવરોના પત્રો હંમેશ ટુંકાજ હોય છે, પણ લખવાની મતલબ તમે કહો છો તેવીજ છે, એમ જણાવે છે જે કે મંદગી થઇ છે પણ કાંઇ ચિંતા કરશો નહિ.”

“વળી પત્રમાં આગળ જતા જતા તે લખે છે કે વિશેષ હકીકત હવે પછીના પત્રમાં જણાવીશ” તે ઉપરથી એમ લાગે છે કે શેઠને મંદગી હોવાથી તે કામમાં ગુંથાયેલો છે, તેથી આ પત્રમાં પુરી વિગત આપવાનું તેનાથી બની શકયું નથી.

“નહિ, મને તો એમ લાગે છે કે મંદગીના કારણસર પત્રમાં પુરી વિગત લખવાનું તેનામાં સામર્થ્ય ન હતું; અને તેટલા માટે સાજા થયા પછી પુરી વિગત લખવાનું તેણે ધાર્યું હતું, પણ દૈવની ઇચ્છા આગળ મનુષ્યનું શું ચાલે છે?”

નર્મદાની શંકાઓથી ચંદ્રભાગાના હૃદયમાં નવા ચૈતન્યની ભરતી આવતી હતી, અને વ્યાપારીના સમાધાનથી, તે ભરતી ઓટમાં પરિવર્તન પામતી હતી, ચંદ્રભાગાએ પોતાના મનમાંજ ઓ પ્રભુ! મ્હોટાં બ્હેનની શંકાઓ સત્ય નિવડો! મેં રાંડ મુર્ખાએ થોડુંક ધૈર્ય રાખી બીજો પત્ર સાચવી રાખ્યો હોત તો સંકાઓના ચકડોળે હૃદય ચડવા પામત નહિ.

પત્ર સબંધી વાર્તા પુરી થયા પછી વ્યાપારીએ ઘર ખાલી કરવાની ઉઘરાણી કરી. પણ નર્મદાએ હાલ ઘર ખાલી કરવામાં નહિ આવે એવો સ્પષ્ટ ઉત્તર આપ્યો. વેપારીએ નર્મદાને માટે બીજું મકાન અપાવવાની ઉદારતા જાહેર કરી, પણ નર્મદા એકની બે થઇ નહિ. છેવટે ઘણી રકઝક કરતાં નર્મદાએ એક માસ પછી સ્પષ્ટ ખુલાસો આપવાનું કહ્યું, તેથી વ્યાપારી નિરાશ થઇ નર્મદાને મનમાં ને મનમાં શ્રાપ આપતો વિદાય થયો.

## પ્રકરણ ૩૨ મું.

પ્રિય પાઠક ! શું નર્મદાની શંકાઓ સત્ય હશે ? અથવા વ્યાપારીનું સમાધાન સત્ય હશે ? સત્ય જાણવાની તમારા હૃદયમાં જીજ્ઞાસા ઉદ્ભવી હશે. રવિપ્રસાદનું સ્વર્ગગમન શ્રવણ કરતાંજ તમને પારાવાર શોક થયો હશે. પણ લેખક એવો નિષ્ઠુર હૃદયનો નથી કે તમને વધુ સમય શોકાતુર રાખવાની નિર્દયતા બતાવી શકે. નર્મદાની શંકાઓ સત્ય છે. રવિપ્રસાદ હજી હયાત છે. તે નિરંતર પોતાની પ્રિયાનું, તેના નિર્મળ પ્રેમનું, વિયોગથી તેના હૃદયમાં થતાં દુઃખનું, ચિંતવન કરે છે. પ્રિયાના નામનો મધુરનાદ હરનીશ તેના કર્ણ આગળ ગુંજારવ કરે છે તે પોતાની પ્રિયતમાના નિર્મળ પ્રેમની પુજા કરે છે. અદૃશ્ય જગતનાં સ્વપ્નમાં, સૂર્યની પ્રભામાં, નિશાના ભિષણ અંધકારમાં પૃથ્વિના પટ ઉપર, વૃક્ષના પલ્લવો ઉપર, અને આકાશની છત ઉપર તે પોતાની હૃદયેશ્વરી પ્રતિમાનુંજ દર્શન કરે છે. વિજયાદશમીના માંગલિક દિવસે પોતાના પ્રેમની અધિષ્ઠાતાને દૃઢ આલીંગન દેવાનો તેણે દૃઢ સંકલ્પ કર્યો હતો; પણ દૈવની ઇચ્છા આગળ તેના વિચારો ડુલ થયા. એકાએક વૃદ્ધ શેઠ ભયંકર માંદગીને ભોગ થયા અને તેથી રવિપ્રસાદને રજા મળી શકી નહિ. રવિપ્રસાદ જેવો સજ્જન આવી સ્થિતિમાં શેઠને મુકી પોતાના દેશમાં જઇ શકે નહિ, રવિપ્રસાદ જેવો નિમકહલાલ નોકર પોતાની પ્રિયાના પ્રેમની ખાતર, પોતાની પવિત્ર ફરજનો પરાજય થવા દે નહિ, અને તેટલા માટે તેણે ઘેર જવાનો વિચાર માંડી વાળ્યો, અને પોતાને ઘેર પત્ર લખી ખબર આપી, પરંતુ વાંચનારનો દોષ કહો, ભાગ્યનો દોષ કહો, અથવા ગુજરાતી ભાષાનો દોષ કહો, પણ તે ખબર ખોટા સ્વરૂપમાં ચંદ્રભાગાને મળી. વૃદ્ધ શેઠને મંદગી થયાનું સમજવાને બદલે, રવિપ્રસાદને માંદગી થયાનું ચંદ્રભાગાએ માની લીધું, અને વિના કારણે તે ભોળી અબળા દુઃખના દાવાનળમાં દહન થઇ ગઈ.

રવિપ્રસાદ ઉપર વૃદ્ધ શેઠના અસાધારણ ઉપકારો થઇ ગયા હતા, વૃદ્ધ શેઠને પુત્ર ન હોવાથી રવિપ્રસાદને તે પોતાના પુત્ર તરીકે લેખતો હતો, અને પુત્ર પિતાની ભક્તિ કરે તે કરતાં પણ અધિક ભક્તિ રવિપ્રસાદ તેના વૃદ્ધ શેઠની કરતો હતો. ભક્તિનું

ફળ કોને પ્રાપ્ત થતું નથી ? દેવની ભક્તિ કરવામાં આવે તો દેવ દૈવી ફળ આપે અને અસુરની ભક્તિ કરવામાં આવે તો અસુરી ફળ મળે, અને તેટલાજ માટે આપણાં ધર્મ શાસ્ત્રોએ દેવ અને દેવ સમાન દાનાઓની ભક્તિ કરવાની આજ્ઞા ફરમાવેલી છે. મૂર્ખના શીરોમણી થવું તે કરતાં ડાહ્યાના ગુલામ થવું એ વધારે ફળદાયક છે. એવી આપણી પ્રાચિન કહેવત, ધર્મશાસ્ત્રના એક મહા વાકય સમાન છે. વૃદ્ધ શેઠ દૈવી ગુણોને ધારણ કરનારો હતો. એક દેવ સમાન હતો. લાયકની લાયક કદર કરનારો હતો. ભક્તિનું રૂણ રાખનારો નહિ, પણ તાત્કાળિક ફળ આપનારો હતો, અને તેથી વૃદ્ધ શેઠની કૃપા રવિપ્રસાદના ઉપર ઉતરી હતી. એક સાધારણ નોકરમાંથી મુનિમના પદે તેને પહોચાડયો, અને ત્યાર પછી તેને પેઢીનો ભાગીદાર બનાવ્યો, અને જ્યારે વૃદ્ધ શેઠને માંદગી થઈ ત્યારે તેમણે એક વશીયતનામું કરી, પેઢીનો કુલ માલીક રવિપ્રસાદને બનાવ્યો હતો. માત્ર પેઢીની મિલ્કતમાંથી પચાસ હજાર રૂપીઆ, સ્ત્રી કેળવણીના સદ્‌કાર્યમાં ખર્ચ કરવા માટે લેવાનું વૃદ્ધ શેઠે ઠરાવ્યું હતું, અને કદાચ વૃદ્ધ શેઠ હાલની માંદગીમાંથી સ્વર્ગવાસ પામે તો વૃદ્ધ શેઠના નામથી તે રકમ સ્ત્રી કેળવણીના કાર્યમાં, ખર્ચ કરવાનો કુલ અધિકાર પણ રવિપ્રસાદને આપવામાં આવ્યો હતો; આ વશીયતનામું વૃદ્ધશેઠે રવિપ્રસાદની જાણ બહાર કર્યું હતું.

વૃદ્ધ શેઠની માંદગી દિનપ્રતિદિન વધવા લાગી. રવિપ્રસાદના શોકની સીમા ન હતી, વૃદ્ધ શેઠ એ રવિપ્રસાદના શીરનું છત્ર હતું, કલ્પ વૃક્ષની છાયા હતી, દુઃખનો વિસામો હતો, આશ્વાસનનો આધાર હતો, અને એ સર્વ છીનવી લેવાને ક્રુર કાળ સામે આવી ઉભો હતો. રવિપ્રસાદ નિઃશ્વાસપર નિઃશ્વાસ નાંખતો હતો, આહાર નિંદ્રા તજી વૃદ્ધ શેઠની સારવાર કરતો હતો, રાત્રિ અને દિવસ પથારી પાસે બેસી રહેતો હતો. વૃદ્ધ શેઠના પડતા બોલ ઉપાડી લેતો હતો, નિયમિત રીતે દવા પાતો હતો, વૈદ્યો અને ડાક્ટરોની સલાહ મેળવતો હતો, વૃદ્ધ શેઠના જીવન માટે તેણે દ્રવ્યને તુચ્છ માન્યું હતું. પોતાના સુખને ક્ષુદ્ર માન્યું હતું.

એક રાત્રી કે જેને હજુ પણ રવિપ્રસાદ કાળરાત્રી માને છે. તે રાત્રીએ રવિપ્રસાદ વૃદ્ધ શેઠની પથારી પાસે બેઠો હતો. પ્રતિ-

પળે વૃદ્ધ શેઠના શરીરનું નિરિક્ષણ કરતો હતો. પ્રતિપળે દુઃખના ગાઢ નિઃશ્વાસ નાંખતો હતો. પ્રતિક્ષણે વૃદ્ધ શેઠના હકમાં પ્રભુની પ્રાર્થના કરતો હતો. વૃદ્ધ શેઠ ઘોર દુઃખમાં ઘેરાયેલા હતા. આંખો બંધ હતી. શ્વાસોશ્વાસ વધી ગયા હતા. નાડીના ધબકારા ઘણા વેગથી પ્રગતિ કરી રહ્યા હતા. વૃદ્ધ શેઠનું સંકટ જોઇ રવિપ્રસાદનું હૃદય વિદીર્ણ થતું હતું.

વૃદ્ધ શેઠને ઘણા વેગથી કફનો ઉછાળો આવ્યો. રવિપ્રસાદ એકદમ ઉભો થઇ શેઠની સમીપ આવ્યો. અન્ય નોકરો ચાકરો અને મીત્રમંડળ ઘોર નિંદ્રામાં હતું. માત્ર રવિપ્રસાદ જાગૃત હતો. નિદ્રાની સાથે તેને અનિવાર્ય વૈર થયું હતું.

રવિપ્રસાદે વૃદ્ધ શેઠની પાછળ બેસી તેમના શરીરનો ભાર પોતાના શરીરપર લીધો; અને ઘટતી સારવાર કરી. થોડીવારે શેઠ શુદ્ધિમાં આવ્યા અને પુછયું; કોણ રવિપ્રસાદ !

" હા " રવિપ્રસાદથી વિશેષ બોલી શકાયું નહિ.

" બીજા સઘળા ઉંઘે છે ? "

" હા, શું તેમનું કંઇ કામ છે ? ઇચ્છા હોય તો જાગૃતકરૂં."

" ના, ના, અતરે તેમની કાંઇ જરૂર નથી, ભલે તેઓ ઉંઘે."

" બેટા રવિ ! કેટલી રાત્રી વિતી ગઇ હશે ? "

" સુમારે બે ત્રણ વાગ્યા હશે. "

" તું ઉંઘ્યોજ નથી ? "

" ના, મને ઉંઘ આવતીજ નથી. "

" બાપુ ! તું માંદો પડીશ. કેટલા દિવસ થયા તું ઉંઘ્યો નથી. "

રવિપ્રસાદે કાંઇ ઉત્તર આપ્યો નહિ.

" રવિ ! મ્હારો ખભો ભીનો શાથી થયો ? "

રવિપ્રસાદે કાંઈ ઉત્તર આપ્યો નહિ.

" સમજ્યો ! ત્હારા અશ્રુએ મ્હારા સ્કંધને સ્નાન કરાવી પવિત્ર કર્યો. મ્હારા સ્વી ! પ્રભુને પ્રાર્થના કરૂં છું કે જો મને પુનઃ મનુષ્ય જન્મ આપે તો ત્હારા જેવો પુત્ર આપવાની શરતે આપજે. નહિ તો નર્કમાંજ રાખી મુકજે. બેટા રડીશ નહિ. "

રવિપ્રસાદના શોકનો ઉભરો અનિવાર્ય રીતે પ્રબળ વેગમાં ઉછળી આવ્યો. તે હૃદય ફાટ કલ્પાન્ત કરવા લાગ્યો.

"દીકરા ! આમ ગાંડો શું થાય છે ? જરા ધૈર્ય રાખ. હિંમત રાખ. મ્હારૂં ભલુ ઇચ્છનાર, મ્હારા માટે પ્રાણ પાથરનાર, મ્હારી અનન્ય ભક્તિ કરનાર, મ્હારા હૃદયમાં જગો કરનાર જગત્‌માં કોઈપણ હોય તો તે તુંજ છે. રવિ તો એકજ છે. સર્વત્ર તેનો પ્રકાશ વ્યાપક છે. પૃથ્વીને પ્રકાશિત કરનાર રવિમાં અને ત્હારામાં તફાવત માત્ર એટલોજ છે કે એ રવિ માત્ર દિવસે પ્રકાશ આપી રાત્રીએ અસ્ત થાય છે ત્યારે તું દિવસ અને રાત્રી ઉભય વખત પ્રકાશ આપે છે. જયારે બીજાઓ ભર નિદ્રામાં નિશ્ચિંત થઇ સૂતા છે; ત્યારે તુંજ જાગૃત છે. મ્હારા માટે તને કેટલી લાગણી છે તે હું જાણી શકું છું. ત્હારી સેવા હું પીછાની શકું છુ બેટા ! હું કાંઈ મુર્ખ નથી. મ્હારી પાસે એવુ કાંઇપણ નથી કે જેથી ત્હારી સેવાનો હું સંપૂર્ણ બદલો આપી શકું.

રવિપ્રસાદે કહ્યું: પિતાશ્રી ! મ્હારી આપ સ્તુતિ કરો છો તે સાંભળી મને ઉલટું કષ્ટ થાય છે. મ્હારૂં હૃદય ચીરાઇ જાય છે. હું આપની જે સેવા કરૂં છું. તે કાંઇપણ બદલો મેળવવાની ઇચ્છાથી [illegible] નથી, પણ મ્હારી પવિત્ર ફરજ સમજીને કરૂંછું; તે છતાં હું ધારતો નથી કે એક હજાર વખત જન્મ લઇ આવી સેવા કર્યા છતાં પણ આપના મહાન ઉપકારોનું રૂણ મ્હારાથી અદા થઇ શકે. આપ મ્હારા મુરબ્બી છો. મ્હારા પિતા છો, અને મ્હારા શિરતાજ છો. આપનાથી મ્હારે શું અધિક છે ?

રવિ ! સત્ય છે, ત્હારી સેવાનાં વખાણ મ્હારે ત્હારી આગળ ન કરવાં જોઇએ, પણ હું છેલ્લે કિનારે પહોંચ્યો છું. મ્હોતનું વારંટ છુટી ચુકયું છે. કાળની સ્વારી આવી પહોંચી છે. માટે બે ઘડી પછી કદાચ બોલાય અથવા ન પણ બોલાય. માટે દિકરા ! હું જે કાંઈ કહું તે શાન્તીથી સાંભળ !

સ્ત્રી કેળવણીની અગત્ય માટે એક વખતે તેં મ્હારી આગળ સ્તુતિપાત્ર વિવેચન કર્યું હતું. મેં તે વખતે કાંઇ ઉત્તર આપ્યો ન હતો. પણ ત્હારા તે શબ્દો મ્હારા હૃદયમાં ઉત્તમ બીજ રૂપે રોપાઇ ગયા હતા. તેટલા માટે પચાસ હજાર રૂપીયાની રકમ પેઢીની મિલકતમાંથી મ્હારા નામ ઉપર તે કાર્યમાં ખર્ચ કરવાની મેં તને સત્તા આપી છે. માટે મ્હારૂં તે કાર્ય તું પુરૂં કરજે. થોડો વખત શાન્ત રહી વૃદ્ધ શેઠે કહ્યું; કેમ બેટા બોલ્યો નહિ ? આ રડવાનો સમય નથી. સાંભળવાનો સમય છે.

પથારી નીચે રાખેલું વશિયતનામું રવિપ્રસાદના હાથમાં આપતાં વૃદ્ધ શેઠે કહ્યું: રવિ ! બીજી મ્હારી ઇચ્છાઓ આ પત્ર જણાવશે. તેને સાચવી રાખજે. જાપતેથી પેટીમાં મુકી આવ.

રવિપ્રસાદે વશીયતનામું પોતાના હાથમાં લીધું. પુનઃ વૃદ્ધ શેઠે કહ્યુઃ બેટા ! 'હું સોના ઉપર ઢોલ ચડાવવા ઇચ્છતો નથી. વિદ્વતામાં મ્હારા કરતાં પણ તું વૃદ્ધ છે. તોપણ રવિપ્રસાદ ! એક વાત તો હું તને અવશ્ય કહેવા ધારૂં છું, અને તે એકે તું કોઇનો દેવાદાર રહીશ નહિ, સર્વનું કરજ અદા કરજે."

રવિપ્રસાદે કહ્યું: સારૂ પિતાશ્રી.

"તું એમ ન માનતો કે હું તને પેઢીના કરજ માટે કહુંછું. અથવા મ્હારા પોતાના કરજ માટે કહુંછું. પ્રભુ કૃપાથી આપણે એવા કરજમાંથી તો મુક્ત છીએ પણ હુંતો તને ફરજવડે કરજ અદા કરવાનું કહુંછું.

મનુષ્ય માત્ર–પોતાના કુટુંબનું–પોતાની જ્ઞાતિનું–પોતાના ગામનું–પોતાના દેશનું–પોતાના રાજ્યનું–અને સમાજનું રૂણિ છે. મનુષ્ય માત્રને પ્રાપ્ત થયેલું બળ, અને પ્રાપ્ત થયેલું દ્રવ્ય મુખ્યત્વે તેમનેજ આભારી છે, અને તેટલા માટે, જ્ઞાન, બળ, અને દ્રવ્યવડે તેમની સેવા કરી રૂણમુક્ત થવું એ મનુષ્યનું શ્રેષ્ટ કર્તવ્ય છે.

"પિતા આપે મને અમુલ્ય ઉપદેશ આપ્યો."

"અને તે છેવટનોજ આપ્યો છે." કરજમાંથી મુક્ત થજે" એ નાનું વાક્ય ઘણું સાર ગર્ભીત છે. તેનો વિશાળ બુદ્ધિથી ઉદાર અર્થ કરજે. બસ હવે મને સૂખે સુવા દે. ચિર નિદ્રામાં પડવા દે, આ સૃષ્ટિમાંનું મ્હારૂં કર્તવ્ય પુરૂં થયું છે. અને અપૂર્ણ રહેલું કાર્ય ત્હારા જેવા સજ્જનને સોંપ્યું છે, એ અંતિમકાળનો ઉત્તમ દિલાસો છે. જા, હવે તું પણ જરા આરામ લે.

વૃદ્ધ શેઠને વધારે શ્રમ આપવો નહિ તેવા ઉદ્દેશથી રવિ-પ્રસાદે તેમને શયન કરાવ્યું. અને પુનઃ રવિપ્રસાદ પથારી સમીપ બેઠા અને તેને બીજેજ દિવસે વૃદ્ધ શેઠનો સ્વર્ગવાસ થયો.

---

## પ્રકરણ ૩૩ મું.

વૃદ્ધ શેઠનો સ્વર્ગવાસ એ રવિપ્રસાદના ઉપર એક પ્રકારની આફત હતી. શેઠે સોંપેલું વશિયતનામું વાંચી જોતાં પેઢીનો કુલ માલીક રવિપ્રસાદ થયો હતો, જેથી એક સામાન્ય સ્થીતિમાંથી રવિપ્રસાદ આજે એક મ્હોટો શ્રીમંત થઈ પડયો હતો. છતાં વૃદ્ધ શેઠના સ્વર્ગગમનથી તેના હૃદયમાં ઉત્પન્ન થયેલો શોક, તે ઉન્નત સ્થીતિના આનંદને સમિપ આવવા દેતો ન હતો.

વૃદ્ધ શેઠની ઉત્તરક્રિયા કરવી જોઇએ, પોતાના નામે થયેલી મહાન પેઢીની જમાવટ કરવી જોઇએ. પેઢીમાં કામ કરનારાઓને પોતાના વિશ્વાસમાં લેવા જોઇએ. પેઢીના ગ્રાહકોની સાથે પૂર્વવત્ સંબંધ અને પ્રતિષ્ઠા જાળવી રાખવાં જોઇએ. વગેરે કારણોથી રવિપ્રસાદને પોતાના ઘેર જવાનો વિચાર મુલતવી રાખવો પડયો. પુનઃ તેણે પત્ર લખી મોકલ્યો. " જેમાં વૃદ્ધ શેઠના સ્વર્ગગમનની દુઃખદાયક વિગત આપેલી હતી, અને તે બનાવને લીધે તેની મુશ્કેલીઓમાં કેટલો વધારો થયો છે તેનું અસરકારક વર્ણન કર્યું હતું. શેઠની કૃપાથી તે પેઢીનો કુલ માલીક થયો છે; અને તેને લીધે તેની જવાબદારીઓ વધવા પામી છે તે સંબંધમાં વિવેચન કર્યું હતું; અને પેઢીની બરાબર જમાવટ થયા પછી નીકળવાનું તેણે વચન લખી મોકલ્યું હતું; અને છેવટ પોતાના ઘરમાં કયે કયે સ્થળે દ્રવ્ય રાખેલું છે તેની વિગત આપી તેનુ સંરક્ષણ બરાબર કરવાની સુચના કરેલી હતી. નર્મદા બ્હેનની સેવા તનમનથી કરવાની સલાહ આપેલી હતી. "

રવિપ્રસાદે પત્ર લખી મોકલ્યાને લગભગ એક માસ વ્યતિત થયો, પણ પ્રત્યુત્તર મળ્યો નહિ. તેથી રવિપ્રસાદને અધીક ચીંતા થવા લાગી. શું કંઇ અમંગળ બનાવ બન્યો હશે ? શું મ્હારા વિયોગે પ્રિયતમાની હાલત ગંભિર થવા પામી હશે ? અરે તે નાજુક સન્નારી મ્હોતને કિનારે પહોંચી હશે. એવા એવા વિચારોથી રવિપ્રસાદનું હૃદય અસ્વસ્થ થવા લાગ્યું. રાત્રિએ ભયંકર સ્વપ્નાં આવવાં લાગ્યાં, જાણે ચંદ્રભાગા રીસાયેલી છે. શરીરપરના શું'ગારો ઉતારી નાંખ્યા છે. યોગિનીનો વેશ ધારણ કર્યો છે. તે નિઃશ્વાસ નાંખતી, એક ઘોર નાદ કરતા જળ પ્રવાહ સમીપ ફરે છે. જળમાં ડુબી મરવાનો સંકલ્પ કરે છે. જાણે બીચારી

અંધ નર્મદા અથડાતી પછડાતી તેની પાછળ દોડે છે અને મૃદુ સ્વરે કહે છે કે " ભાભી ! સાહસ ન કરો હું રવિપ્રસાદને પત્ર લખીશ. જરા ધૈર્ય રાખો. "

કેવું અમંગળ સ્વપ્નું !

રવિપ્રસાદે ઘણા દિવસો ચીંતામાં ને ચીંતામાં વ્યતિત કર્યા પછી, એક દિવસે તેણે પોતાના વૃદ્ધ શેઠના નામથી એક પત્ર આવેલો જોયો. જોતાંજ કહ્યું, બ્હેન નર્મદાના અક્ષરો છે. ધડકતા હૃદયે પત્ર ફોડયો અને વાંચ્યો, જેમાં લખ્યું હતું કે—

શ્રીમાન્ શેઠજી સાહેબ !

મ્હારા બંધુ રવિપ્રસાદના સ્વર્ગ ગમનની પ્રાણઘાતક ખબરથી સૃષ્ટિની અંદરનાં સઘળા સંકટ મ્હારા ઉપર અને તેની મુગ્ધ પત્નીની ઉપર પ્રબળ વેગથી વરસી ચુકયાં છે. હવે તો અમારા આશ્વાસનનો છેવટ ઉપાય કે જેનું નામ મૃત્યુ છે તેનીજ પ્રભુ પાસે યાચના કરીએ છીએ. આશા છે કે પ્રભુ અમને મૃત્યુદાન દઇ હાલની અસહ્ય સંકટોમાંથી મુકત કરશે; પણ તે પહેલાં એટલું જાણવા અમે ઉત્સુક છીએ કે મારા બંધુએ મૃત્યુ સમયે અર્થાત્ છેલ્લો શ્વાસ છોડતાં અમને કાંઇ સંદેશો પહોંચાડવાની ભલામણ કરી છે ? ઉત્તર જાણવા અમે ઘણાં આતુર છીએ.

લી० આપનું ભલુ ઇચ્છનાર,
અભાગી નર્મદા.

પત્ર વાંચી રવિપ્રસાદના આશ્ચર્યની સીમાનું ઉલંઘન થયું. તેણે બરાબર દસ વખત પત્ર વાંચી જોયો. અક્ષર તો નર્મદાનાજ છે. અરે ! આ કાવતરૂં કોણે રચ્યું હશે ? અસબંધ વાકયોથી રવિપ્રસાદ બડબડવા લાગ્યો. બેચેન થયો. જગત્ અનેક વિઘ્નોથી ભરપુર છે. વિઘ્ન આવે ત્યારે ધૈર્યબળ ના ગુમાવતાં, આવી પડેલા વિઘ્નને દુર કરવા પુરૂષાર્થ કરવો જોઇએ, એમ વિચારી તેણે પોતાની બ્હેન અને પોતાની પત્નીને હયાતીની ખબર જેમ બને તેમ તાકીદે પહોંચાડી તેમનો શોક દુર કરવા નિશ્ચય કર્યો.

પ્રથમ તેણે પત્ર લખવા વિચાર કર્યો, પણ તે વિચારનું પરિવર્તન થયું, કેમકે કદાચ પત્ર વાંચનાર ગામમાં ન હોય તો તે બીચારી ઝુરી મરે. પછી મુદ્દામ માણસ મોકલવા વિચાર કર્યો, પણ તેણે ધાર્યું કે કદાચ માણસ લાંબી મુસાફરીમાં બીમાર થાય અને વધારે દિવસો રસ્તામાંજ વ્યતિત કરે, છેવટ તેણે જાતે જવાનો નિશ્ચય કર્યો અને એકદમ નીકળવાની તૈયારી કરી.

## પ્રકરણ ૩૪ મું.

ઘર ખરીદ કરનાર વ્યાપારીએ અદ્યાપિ પર્યન્ત ઘરનો કબજો છોડાવવાનો પ્રયત્ન તજી દીધો નથી. હજી પણ તે હંમેશા ચંદ્ર-ભાગાની પાસે આવે છે અને ઘર ખાલી કરી આપવાનું કહે છે. ચંદ્રભાગા પોતાની નણંદનું બ્હાનું બતાવે છે અને નણંદ પોતાના પત્રના ઉત્તરની રાહ જોવાના આંતરિક ઉદ્દેશથી વાયદા ઉપર વાયદા કરે છે. વેપારી અત્યંત નમ્રતાપૂર્વક કરગરે છે. નર્મદાને માટે તેજ ગામમાં અન્ય ઘરની સગવડ કરી આપે છે; લગભગ છ મહિના ચાલે તેટલું અન્ન અને જરૂરિયાત વસ્તુઓ-ને ઘરમાં આણી આપે છે; પરંતુ નર્મદા ઘર છોડવાની ના કહે છે. છેવટ વ્યાપારી જો હુકમી ચલાવનાર રાજ્યના સ્વાર્થી અમલ-દારોનો આશ્રય લે છે, "પોતાનું પેટ ભરાયું એટલે ભલે આખું ગામ બળી જાય." એવા નીચ વિચારના સ્વાર્થી અમલદારો રૂશ્વતના ગુલામ બની ચંદ્રભાગાને ધમકાવી, દબાવી, રાજ્ય સત્તાનો રૂવાબ બતાવી ઘર ખાલી કરી અપાવવાના ઉદ્દેશથી આવી પહોંચ્યા છે.

કાળાં વાદળાંથી જેમ આકાશ છવાઇ જાય તેમ રવિપ્રસાદનું ઘર આજે યમ જેવા રાજ્ય સેવકોથી છવાઈ ગયું છે. જાણે ચંદ્રભાગાએ મહાન અપરાધ કર્યો હોય અથવા તો નર્મદાએ કોઇનું ખુન કરી કાળો કેર વર્તાવ્યો હોય.

આબરૂદાર કુટુંબની સ્ત્રીઓ આવા ક્રુર અમલદારોની આડે ઉતરવું તેને પણ મહાન પાપ સમજે છે. તેમના શુકન લેવા એ જાણે રૈરવ નર્કમાં પડવાની નિશાની રૂપ હોય એમ માની તેમને દેખતાંજ બીચારી અબળાઓ દુર દુર નાશી જાય છે. મ્હોતનું વારંટ લઇ પ્રભુના દરબારમાંથી આવનાર યમરાજાઓથી આ અબળાઓ, ડરતી નથી, પણ આ કૃત્રિમ યમરાજાઓથી વધારે કંપે છે. ચંદ્રભાગા યમરાજાઓને દ્રષ્ટિગોચર કરતાંજ દેખતાઇ ગઇ, અને દિવાનખાનાના એક ખુણામાં ભરાઇ પેઠી પણ યમ રાજાઓ ત્યાં તેને એમ છોડે એવા હતા? જ્યાં ચંદ્રભાગા હતી ત્યાં તે લોકો ગયા; અને સત્તાના તોરમાંજ કહ્યું, "કેમ! આ-બરૂદાર હોવાનો ડોળ બતાવી આવા ગરીબ વેપારીઓને ઠગવાનો ધંધો લઇ બેઠી છે?

ચંદ્રભાગાએ કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ, સમસોદ પૂછવી લાગી જોઇ રહી.

પુનઃ પ્રશ્ન કર્યો; "હું પુછું તેનો એકદમ ઉત્તર આપો નહિ તો પસ્તાવું પડશે, તમારૂં ઘર આ વેપારીને વેચાણ આપ્યું છે કે નહિ."

ચંદ્રભાગાએ માથું હલાવી "હા" નો ઉત્તર આપ્યો.

"ત્યારે શા માટે તેને ઘર ખાલી કરીને સોંપતા નથી?"

ચંદ્રભાગા મૌન્ય રહી.

સિપાઇ! લગાવો એક લાત એ વિના એ પાંશરી નહિ થાય.

ચંદ્રભાગા ત્રાસી ગઇ, એકદમ કારમી ચીસ પાડી ઉઠી, પણ તેટલામાં તેની નણંદ નર્મદા ત્યાં આવી પહોંચી અને આવતાંજ તેણે પ્રશ્ન કર્યો; "મારી ભાભીને તમે લોકો કેમ સતાવો છો"?

અમલદારે તોરમાંજ વેપારીને પૂછ્યું, આ આંધળી કોણ છે વળી?

વેપારીએ કહ્યું:—"એ ચંદ્રભાગાની નણંદ છે. રતિપ્રસાદની બ્હેન છે, અને ખરી રીત્યે તેજ મ્હારા દાવાની જવાબદાર છે, ચંદ્રભાગા ઘર ખાલી કરી આપવા ખુશી છે, પણ તે આંધળીજ વચ્ચે દખલ કરે છે."

"એમ? ત્યારે તો એ આંધળીને મ્હારે પાંગળી પણ કરવી પડશે" અમલદારે મીજાજના આવેશમાં કહ્યું.

અમલદારના શબ્દો સાંભળી નર્મદા ચીડાઇ ગઇ, એક રીત્યે તે અંધ હતી એજ સારૂં હતું નહિ તો શરમને લીધે તે કદાચ બોલી શકત નહિ, અમલદારના મુખનો કૃષ્ણવર્ણ, અને રક્તવર્ણી ચક્ષુઓ જોઇ તે બીચારી અબળા કાંપી ઉઠતી, પણ નર્મદાને તે આસુરી આકૃતિ જોવાનું દુર્ભાગ્ય પ્રાપ્ત થયુ ન હતું.

નર્મદાએ શાન્ત થઇ કહ્યું: "કોણ મને પાંગળી કરવા તૈયાર થયું છે? આ ગામના હવાલદાર સાહેબ કે? અરે ભલા માણસ મને તો પરમાત્માએ પાંગળી કરી છે. મારા માટે હવે તે દેવે કંઇજ બાકી રાખ્યું નથી, પણ તમે નાહક શા માટે શુંક ઉડાવી જગત્‌ના વાતાવરણને ભ્રષ્ટ કરો છો. તમે કોણ છો? તમને કેટલી સત્તા છે? તમારા ઉપર કોનો અંકુશ છે? અને તમે કેવી પાપવૃત્તિથી દોરાઇ અહીં આવ્યા છો? તેનું મને જ્ઞાન છે. આવી

સ્થીતિમાં હમારે શું કરવું જોઇએ તેનો મને અનુભવ છે. માટે તમારા બાપનો ઘડો સાચવીને પાછો લઈ જાઓ. અથવા મને જે શીક્ષા કરવા આવ્યા હોઓ તે ખુશીથી કરો, હું તે ભોગવવા તૈયાર છું, તમારો કોઇ ઉપરી હોય તો મને તેની પાસે લઇ જાઓ. જો તે ધનસાફી હશે તો તમારો અને મ્હારો સત્ય ન્યાય કરશે. ક્યાં ગયો પેલો ઘર ખરીદનારો ? શું તે અમને આ ઘરના રૂપીયા આપ્યા છે ?

"વેપારી રૂપિયા આપવા તૈયાર છે." અમલદારે કહ્યું.

પણ તે લેવા માટે અમે તૈયાર નથી, કારણ કે ચંદ્રભાગા હજુ બાળક છે, અને મારી સંભાળ નીચે છે તેટલા માટે આ ઘર મ્હારી સંમતી વગર વેચાણ આપવાને તે લાયક નથી, વળી મ્હારા ભાઇએ આ ઘરમાં જીંદગી પર્યંત રહેવાનો મને હક આપ્યો છે, અને મારો તે હક છીનવી લેવાની જગતમાં કોઈની પણ સત્તા નથી, રાજાઓની ફરજ છે કે મ્હારા જેવાં અંધ અને અપંગ મનુષ્યોને માટે એક આશ્રમ બંધાવી આશ્રય આપવો; અને એક આદર્શ રાજાને શોભે તેવી રીતયે સંરક્ષણ કરવું. તમારા રાજાએ એવું એકે આશ્રમ બંધાવ્યું છે ? અને શું તમારા રાજાએ મને ઘરમાંથી બહાર કાઢવા હુકમ કર્યો છે ? શું તમારા રાજાએ અમને ધમકાવવાને હુકમ કર્યો છે ? શું જયાં અબળાઓનું કોઇ બેલી નથી, જયાં ન્યાય નથી, જયાં આબરૂની સલામતી નથી. એવાં રાજયમાં અમે વસીએ છીએ ? અમલદાર સાહેબ ! આ પ્રશ્નોના ઉત્તર મેં આપના રાજા પાસે માગ્યા છે, અને આવી પહોંચે ત્યાં સુધી મહેરબાનીથી ચોભો. જાણે આ ઘર આપનું પોતાનુંજ હોય તે રીતયે પધાર્યો છો તો જરા વિશ્રામ લ્યો.

અમલદાર તો નર્મદાનું વિવેચન સાંભળી દીંગમુઢ બની ગયો, અને વેપારીને પુછયું આ આંધળીનો મીજાજ કેટલો છે ? હું તેના ઉપર દયા રાખું છું તેનો એ દુરૂપયોગ કરે છે, એક અમલદાર પોતાની સત્તાથી કેટલું કરી શકે છે તેનું તે બીચારીને ભાનજ નથી.

વેપારીએ કહ્યું: "સાહેબ ! એ બાઇ ભણેલી છે અને તેટલા માટે આવું ગુમાન રાખે છે."

અમલદાર ચોંકી ઉઠયોઃ "અરે ! શું એ અંધ છતાં ભણેલી છે ?"

નર્મદાએ કહ્યું: "હા સાહેબ ! ભણ્યા પછી ભાગ્યવશાત્ અંધ થઇ છું અને તેથી દેખી શકતી નથી પણ લખી શકું છું. આપ પધાર્યા તેજ વખતે મેં એક અરજી લખી મુદામ માણસ સાથે અમારા પિતા તુલ્ય મહારાજાની હજુરમાં મોકલી છે. આપ જરા થોભો હમણાંજ ઉત્તર આવશે."

અમલદારના હૃદયમાં જાણે અંગારો ચોંટયો હોય તેમ થયું. સન્નિપાત જ્વર લાગુ પડયો હોય તેમ આકળવિકળની વેદના શરૂ થઇ, શરીરે પ્રસ્વેદ થવા લાગ્યો, અને અસંબંધ વાકયોથી તે બડબડવા લાગ્યોઃ "ઓ પ્રભુ ! હવે મ્હારૂં આવી બન્યું, મહારાજાએ સ્ત્રીઓને ભણાવવાનો કાયદો કર્યો એ ઘણું જ ભુંડું કર્યું. જો તે ભણેલી છે એવું હું જાણતો હોત તો અહીં આવતજ નહિ. હવે હું શું કરૂં ? આ બાઇની પાસે ક્ષમા માગું તો અમલદાર તરીકેની મારી પોઝિશનને ધોકો પહોંચે, આ લોકો મારી હાંસી કરે, અને ક્ષમા નહિ માગું તો માર્યો જઇશ. ઓ પ્રભુ ! આ તો સુડી વચ્ચે સોપારી !"

વેપારીએ પૂછયું: "અમલદાર સાહેબ ! કેમ કાંઇ આપની તબીયત બગડી આવી કે શું ?"

"હા, હવે મને થોડાક આરામની જરૂર છે."

"પણ મ્હારૂં શું ?"

"હું પણ એજ વિચાર કરૂં છું કે મ્હારૂં શું ?"

આ પ્રમાણે વેપારી અને અમલદાર ઉભય સ્તબ્ધ થઇ ઉભા છે. એટલામાં જ એક કાસદ આવી પહોંચ્યો અને અમલદારને કહ્યું કે તમને હાલને હાલ, આપણા માલીક યાદ કરે છે.

અમલદાર હૃદય શુન્ય થઇ ગયો. જાણે મૃત્યુનું વારંટ લઇ યમરાજ આવ્યા હોય એવી તેની હાલત થઇ.

ચંદ્રભાગાના ભયગ્રસ્ત હૃદયમાં નવું જીવન આવ્યું, તેણે છુટકારાનો દમ ખેંચ્યો. ઇશ્વરની કળા અકળિત છે તેજ ક્ષણે રવિપ્રસાદ ત્યાં આવી પહોંચ્યા; અને ચીંતાયુક્ત હૃદયે પૂછવા લાગ્યોઃ "અરે ! મ્હારા ઘરમાં આજે આવી ભયાનક સ્થીતિ શા કારણસર ઉપસ્થિત થવા પામી છે !"

નર્મદાને આ સ્વર પરિચિત હતો. તેણે તુરતજ કહ્યું: "કોણ મ્હારો ભાઇ રવિપ્રસાદ ?"

"રવિપ્રસાદ" શબ્દ કર્ણપુટે અથડાતાંજ ચંદ્રભાગા ચમકી ઉઠી, અને રવિપ્રસાદ સન્મુખ જોયું. પોતાના અંતરમાંની પ્રતિમા પ્રત્યક્ષ જોવામાં આવી. તેના આશ્ચર્યની અને હર્ષની સીમા રહી નહિ. પ્રેમના પુરમાં શરમ બીચારી કયાંઇ અદ્રશ્ય થઇ ગઇ, અને એકદમ પોતાના પ્રિયતમમાં તદાકાર થઇ બોલી ઉઠી: "કોણ મ્હારા પ્રા..........." ચંદ્રભાગાથી વિશેષ બોલી શકાયું નહિ. તે પિયુના ચરણમાં મૂર્છિત થઇ પડી ગઇ.

---

## પ્રકરણ ૩૫ મું.

પ્રિય પાઠક ! જયારે આપણે અત્યંત સંકટથી ઘેરાયેલા હઇએ, અને તે સંકટનું વાદળુ સદ્ભાગ્યે દુર થઇ જાય અને વળી તેજ ક્ષણે કોઇ આપ્તજનનો મેળાપ થાય ત્યારે આપણે હર્ષીત થવાને બદલે, ભોગવેલાં સંકટોનું સ્મરણ કરી આંસુ વરસાવીએ છીએ. આજે ચંદ્રભાગા તેવીજ હાલતમાં હતી. ચંદ્રભાગાનું સંકટ દુર થયું છે. તેને પુનઃ જીવન પ્રાપ્ત થયું છે. સૌભાગ્યવંતિને લાયક શૃંગારો ધારણ કર્યો છે. પણ વારંવાર પાછલા દુઃખોનું સ્મરણ કરી, આંસુ વરસાવે છે. રવિપ્રસાદે આશ્વાસન આપતાં પુછયું, પ્રિયા ? હવે રડવાનું કારણ શું છે ? મને કહોતો ખરાં હું હયાત છું એમ જાણીને તો તમારે હવે ખુશી થવું જોઇએ.

ચંદ્રભાગા ઉત્તર આપી શકતી નથી માત્ર તેના હૃદયમાં એવો વિચાર તરંગ ઉત્પન્ન થયો કે "પણ મને કેટલું કષ્ટ પડયું ? આ શબ્દો ચંદ્રભાગાથી બોલી શકાયા નહિ, તે મૌન્ય રહી. પોતાની ચક્ષુઓ વડે પ્રિયતમને ઠપકો આપવા લાગી."

રવિપ્રસાદે પુનઃ પૂછયું: "મ્હારો કંઇ અપરાધ થયો છે ?"

"વિજયાદશમીને દિવસે આવ્યા હોત તો આમ થાત નહિ," આ શબ્દો ચંદ્રભાગાના હૃદયમાંજ રમતા હતા; પણ શબ્દોચ્ચાર થઇ શકયો નહિ. રવિપ્રસાદે ચંદ્રભાગાને ઘણુંજ ધૈર્ય આપ્યું, અત્યંત આશ્વાસન આપ્યું અને ત્યાર પછી તે સાવધ થઇ.

અંધ નર્મદાએ પૂછ્યું: "કેમ ચંદ્રભાગા શુદ્ધિમાં આવી છે?"

રવિપ્રસાદે કહ્યું: "હા, પણ મને કહો તો ખરાં કે આ બધું શું થયું?"

નર્મદાએ એક પત્ર હાથમાં આપતાં કહ્યું: "પહેલાં તો આ પત્ર વાંચી જુઓ તેમાં શું લખ્યું છે?"

રવિપ્રસાદે પત્ર વાંચી કહ્યું: "વૃદ્ધ શેઠને મંદગી થવાથી હું આવી શકયો નહિ, અને તેથી આ પત્ર લખ્યો.

"પણ પત્ર વાંચનારે એમ સમજાવ્યું કે રવિપ્રસાદને મંદગી થઇ છે."

"એ પરિણામ અપૂર્ણ કેળવણીનું, ઠીક, પણ મ્હારા મૃત્યુની ખોટી ખબર તમને કોણે આપી?" રવિપ્રસાદે પૂછ્યું.

"એવી ખબર અમને એક પત્રદ્વારાએ મળી, પણ તે પત્રનો હાલ પત્તો લાગતો નથી."

"વારૂ, આજે અહીં રાજ્યના અમલદારો કેમ એકઠા થયા હતા?" રવિપ્રસાદે પુછ્યું.

નર્મદાએ ઘર વેચાણ કર્યાની અને તેનો કબજો લેવા માટે વેપારીએ કરેલી ઉતાવળ વિશેની તમામ ખબર રવિપ્રસાદને કહી સંભળાવી.

રવિપ્રસાદે કહ્યું કે: "સારૂ થયું કે ઘરનો કબજો સોંપ્યો નહિ, નહિતો જમીનમાં દાટેલું તમામ દ્રવ્ય લુંટાઇ જાત."

"રાજ્યના અમલદારોએ તમને કંઇ સતામણી તો નથી કરીને?" રવિપ્રસાદે પૂછ્યું.

નર્મદાએ કહ્યું: "અમને ધમકાવી ઘર ખાલી કરાવવાના ઉદ્દેશથીજ તેઓ આવ્યા હતા, પણ મેં આવડે તેવો પત્ર લખી આપણા દયાળુ મહારાજા સાહેબ તરફ મોકલ્યો અને તેઓશ્રીએ તત્કાળ અમારૂં સંરક્ષણ કર્યું. રવિપ્રસાદે સંતોષ બતાવતાં કહ્યું: "બ્હેન નર્મદા સારૂં થયું કે તું ભણેલી હતી. ત્હારા દ્રષ્ટાન્તથી એમ સિદ્ધ જણાય છે કે વિદ્યા એ દુઃખ અને આફતને દુર કરનારી દેવી છે. સંકટ વખતની ચોખતી છે. સાચું હથીયાર છે, અને એક જાતનું દૈવી બળ છે."

નર્મદાએ કહ્યું: "સત્ય છે, પણ પ્રભુએ મને અંધ બનાવી છે. એ મ્હારૂં દુર્ભાગ્ય છે. નહિ તો પત્ર વાંચનારે, વૃદ્ધ શેઠની

ઇનામ !! ઇનામ !!

રૂ. ૫) થી રૂ. ૧૦૦૦) સુધીનાં ઇનામ.




ઇનામની વીગત તથા સરતો માટે તુર્ત લખો.

**કેસરી હેર ઓઇલ.** (૨૭૨૮૬)

**( અત્તરનો ઝરો. )**

મગજને ઠંડક આપે છે અને વાળને વધારી સુંવાળા રેશમ જેવા બનાવે છે, યાદશકિત વધારે છે અને આંખ્યોને તેજ આપે છે. એકજ શીશી વાપરી ખાત્રી કરો. દરેક ગામમાં હમારી દરેક બનાવટો વેચવા સારૂ એજન્ટોની જરૂર છે. માટે તુર્ત લખો.

કીંમત શીશી ૧ નો રૂ. ૧-૦-૦ } પેકીંગ અને પોસ્ટેજ.
,, ,, ૩ ના રૂ. ૨-૧૦-૦ } જુદું.

**ધી કેસરી પરફ્યુમરી વર્કસ.**
નાગદેવી—મુંબાઇ.

---

તમારી બગડેલી તંદુરસ્તી સુધારવા માટે

# વીરીયલ

શીવાય એક પણ દવા નથી. એમ ખાત્રી પુર્વક વાપર્યા બાદ તમારે જણાવવું પડશેજ. વખત ન ગુમાવતાં તુરત મંગાવો.

સોલ એજંટસ.

**વીરીયલ એજન્સી.**

પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઇ ૨.

મંદગીને બદલે આપની મંદગીનું અમને સમજાવ્યું તેમ થવા પામત નહિ. જ્યારે મેં પુનઃ એ પત્ર વંચાવી સાંભળ્યો ત્યારે તુરતજ કહ્યું કે આ પત્ર ઉપરથી વૃદ્ધ શેઠને મંદગી હોવાનું સુચન થાય છે."

ચંદ્રભાગા વચ્ચેજ બોલી ઉઠીઃ "મોટા બ્હેન? તમને કોણ અંધ કહે છે? વસ્તુતઃ તો હું પોતેજ અંધ છું, સદ્ભાગ્યે હું ભણેલી હોત તો જે કંઇ બનવા પામ્યું તેમાંનું કંઇ પણ બનત નહિ. તમારી વિદ્યાએ તો તમનેજ નહિ પણ મને જીવિતદાન આપ્યું છે. તમારી વિદ્યાના પ્રતાપથી અમારૂં દ્રવ્ય આબાદ રહ્યું, અમલદારોના ત્રાસમાંથી મુક્ત થયાં અને તમારીજ વિદ્યાના પ્રતાપે આજે હું મ્હારૂં સર્વસ્વ પ્રાપ્ત કરી શકી; અને તે ઉપરથી સિદ્ધ થાય છે કે ચર્મચક્ષુહિન મનુષ્યો અંધ નહિ પણ વિદ્યાહિન મનુષ્યો વસ્તુતઃ અંધ છે."

રવિપ્રસાદે કહ્યું: "ચાલો હવે ગત્ બનાવોને ભૂલી જાઓ. સર્વે આનંદમાં રહો. પ્રભુનો ઉપકાર માનો. વિપત્તી હંમેશાં ડહાપણનું દાન કરે છે એમ માની સંતોષ પામો. વિષમાંથી અમૃત શોધી લેવાની પેઠે, બનેલા દુઃખદાયક બનાવમાંથી સુખદાયક સાર શોધી લ્યો."

ચંદ્રભાગાએ કહ્યું: "અને તે સારમાંનો મુખ્ય સાર તો એ છે કે જે સ્ત્રીને આ જગત્‌માં એક મનુષ્ય તરીકેનું જીવન ગાળવાની ઇચ્છા હોય તેણે અવશ્ય વિદ્યાવિભુષિત થવું જોઇએ.

રવિપ્રસાદે કહ્યું: "જે સ્ત્રીઓના હૃદયમાં એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે તે અવશ્ય વિદ્યાવિભુષિત" થઇ શકે છે.

## પ્રકરણ ૩૬ મું.

પહેલાં અમે કહી ગયા છીએ કે ઇશ્વરે માનવ હૃદયમાં અનેક જાતનાં તત્વ મુકવાની સાથે એક "ભૂલી જવાનું" તત્વ પણ મુકેલું છે. ચંદ્રભાગા પાછલા દિવસોને ભૂલવા લાગી છે. હવે તેનું મન વિદ્યાવિભૂષિત થવા લાગી રહ્યું છે. રવિપ્રસાદ પોતાની પત્નીની ઇચ્છાને તૃપ્ત કરવા તન મનથી પ્રયત્ન કરે છે. આપણે જાણીએ છીએ કે ચંદ્રભાગામાં બુદ્ધિનું તત્વ તો સતેજ

હતુંજ ! અને તે તત્વને રવિપ્રસાદ જેવા ચતુર માળીએ સીંચન કર્યું તેથી વિદ્યાની વેલ પ્રબળ વેગથી ચંદ્રભાગાના હૃદયમાં ફાલવા માંડી. જેમ જેમ દિવસો વધારે વ્યતિત થતા ગયા તેમ તેમ ચંદ્રભાગા વધારે સુંદર દેખાવા લાગી. રવિપ્રસાદના હૃદયમાં હજુ પણ એક પ્રશ્ન રમી રહ્યો હતો, અને તે એકે તેના સ્વર્ગગમનની ખોટી ખબરનો પત્ર કોણે લખી મોકલ્યો હશે ? હંમેશ આ પ્રશ્નનું તેના હૃદયમાં ચીંતવન થતું, પણ સંતોષકારક ખુલાસો મળી શકતો નહિ. એક દિવસે ચંદ્રભાગા અને રવિપ્રસાદ, એ બાબતનું સ્મરણ કરી પરસ્પર વાર્તાલાપ કરતાં હતાં તેવામાં એક યુવાન કે જેણે તદન સાદો પોશાક ધારણ કર્યો હતો, તે ધડકતે હૃદયે ત્યાં આવી પહોચ્યો અને એકદમ ચંદ્રભાગાના ચરણ આગળ નમી પડયો, ચંદ્રભાગા અને રવિપ્રસાદ તો આ દ્રશ્ય જોઇ આશ્ચર્ય પામ્યાં. યુવાને જ્યારે ઉંચું જોયું ત્યારે તેની આંખમાંથી અશ્રુ ધારા ચાલતી દ્રષ્ટિગોચર થઇ, તેથી રવિપ્રસાદે પુછયું:–"કેમ ભાઇ શું છે ? શા માટે રડો છો ? શું કંઈ આફત આવી છે ?

યુવાને ઉત્તર આપ્યો–ના સાહેબ ! હું આપે ક્ષમા માગવા, અને ઉપકાર માનવા આવ્યો છું.

રવિપ્રસાદે પુછયું: "ક્ષમા માગવાનું કારણ ?" યુવાને ઉત્તર આપ્યો, "મહાન અપરાધ થયો છે."

રવિપ્રસાદે ચંદ્રભાગા સામું જોયું. ચંદ્રભાગાએ કહ્યું: "આ-શ્ચર્ય પામું છું. કેમકે આ માણુસે મ્હારો કાંઇ અપરાધ કર્યો હોય એવું મ્હારા સ્મરણમાં નથી."

યુવાને કહ્યું: "હા, સત્ય છે, મ્હારો અપરાધ આપના સ્મરણમાં નથી કારણ કે મેં આપને ઠગ્યાં છે, અથવા તો મ્હારાથી આપ ઠગાયાં છો."

રવિપ્રસાદે કહ્યું: "કંઇ હરકત નહિ પણ હું તેની પુરી વિગત જાણવા ઇચ્છું છું.

યુવાને કહ્યું: "એક દિવસે કામ પ્રસંગે હું આ ગામમાં આવ્યો હતો, તેવામાં તમારા ઘરની એક સ્ત્રીએ મને તમારા ઘરમાં બોલાવ્યો, હું આ દિવાનખાનામાં આવ્યો" એટલું બોલ્યા પછી યુવાન રડી પડયો.

ચંદ્રભાગાના હૃદયમાં ઉથલ પાથલ થવા માંડી. ઓ ભગવાન ! મ્હારા વિરૂદ્ધ વર્તન કંઇ કાવતરૂં રચાય છે કે શું ? રવિપ્રસાદના હૃદયમાં પણ એવો વ્હેમ ઉત્પન્ન થયો. મ્હારી ગેરહાજરીમાં કંઇ ગોટાળો થયો છે કે શું ? રવિપ્રસાદે યુવાનને આશ્વાસન આપી પૂછ્યુંઃ "કંઇ ફીકર નહિ, જે બન્યું હોય તે સ્પષ્ટ કહો."

યુવાને વાત આગળ ચલાવી, પછી મને એક પત્ર વાંચવા માટે આપવામાં આવ્યો. પણ હું શું વાંચું મ્હારૂં કપાળ..." યુવાન આગળ બોલતાં વળી અટકી ગયો.

ચંદ્રભાગાએ છુટકારાનો એકદમ ખેંચ્યો, રવિપ્રસાદના હૃદયમાં પત્રનો ભેદ ખુલ્લો થવાની આશા ઉત્પન્ન થઇ તેથી તેણે કહ્યુંઃ "હાં, હાં, કહો કહો આગળ કહો પછી શું બન્યું ?"

યુવાને કહ્યુંઃ "સાહેબ ! મને કહેતાં શરમ આવે છે પણ હું ભણેલોજ નહોતો, અને ભણેલો નથી એમ કહેતાં શરમ આવતી હતી. તેથી પત્ર આગળ માત્ર મ્હારી ચક્ષુઓ ઘેરી રહ્યો અને જાણે પત્ર વાંચતો હોય એવો ઢોંગ કર્યો. પણ હું ભણેલો નથી એ કેવી અફસોસી છે, એ વાતનું સ્મરણ થતાં હું એકદમ રડવા લાગ્યો. મને રડતો જોઇ આ અમારાં બ્હેન મૂર્છિત થયાં અને જમીનપર પડયાં તેથી વળી હું વધારે ગભરાયો અને આ દીવાનખાનું છોડી નાશી ગયો. પાછળથી મ્હારા જાણવામાં આવ્યું કે મ્હારા રૂદનથી તેમના હૃદયમાં ગેરસમજ ઉત્પન્ન થઇ, આપના સ્વર્ગગમન થયાનું તેમના સમજવામાં આવ્યું. હું મ્હારી મૂર્ખાઇની વાત કોઇને કહી શકયો નહિ. અને તેથી આપનું સમગ્ર કુટુંબ વિના કારણે દુઃખી થયું તેટલા માટે હું ક્ષમા માગવા આવ્યો છું. સાહેબ ! કૃપા કરી મને ક્ષમા આપો હું આપનો ગુન્હેગાર છું. મ્હારા કૃત્યને માટે મને ઘણો પશ્ચાતાપ થાય છે."

ચંદ્રભાગા આશ્ચર્ય ચકિત થઈ. રવિપ્રસાદ સઘળો ભેદ પામી ગયો અને કહ્યુંઃ "ભાઇ ! તમને ક્ષમા આપવામાં આવે છે, પણ મ્હારા હૃદયમાં એક પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે આવા કેળવણીના જમાનામાં તમે પુરૂષ છતાં અભણ શા માટે રહ્યા ?

યુવાને કહ્યુંઃ "સાહેબ ! એ વાત પણ સાંભળવા જેવી છે. મારા પિતા વૃદ્ધ હતા અને એક પણ સંતાન નહતું, ઇશ્વર

કૃપાથી મારો જન્મ થયો, પણ એક જોશીએ જન્મ કુંડળી કહાડી કહ્યું કે, આ પુત્રને ભણાવશો તો તત્કાળ તેનું મૃત્યુ થશે, મ્હારા પિતા શ્રીમંત હતા, દ્રવ્યની કંઈ ખોટ નહતી. કામ કરનાર હોંશીયાર ગુમાસ્તા હતા, એટલે મને ભણાવવાની ખાસ અગત્ય તેમને કાંઇ લાગી નહીં, મ્હારા પિતાનો સ્વર્ગવાસ થયો ત્યાં સુધી હું અભણજ રહ્યો અને મ્હારી માતાએ પણ તેજ સિદ્ધાન્ત જાળવી રાખ્યો, હું વિદ્યા દેવીની સમીપ પણ જવા પામું નહિ તેને માટે તેણે ઘણી કાળજી રાખી અને તેથી હું યુવાન થયો ત્યાં સુધી મૂર્ખજ રહ્યો. હું શ્રીમંતનો પુત્ર હતો. સારાં વસ્ત્ર પહેરતો હતો, મહાન હવેલીમાં રહેતો હતો, સારાં મિષ્ટાન્ન જમતો હતો, પણ તદ્દન અભણ હોવાથી મને કોઇ કોઇ વાર દુઃખ થતું હતું પણ આપના ઘરમાં જે બનાવ બન્યો તે પછી તો મ્હારા તે દુઃખની કંઇ સીમાજ રહી નહિ અને તેટલા માટે, એવા દુઃખ કરતાં તો મૃત્યુ ઓછું ભયંકર ધારી મેં તુરત શિક્ષણ લેવા માંડયું અને આપની કૃપાથી લખવા વાંચવા જેટલુ શ્રામ કર્યું, પણ સાહેબ ! તેટલાથીજ મને કેટલો ફાયદો થયો તે જયારે આપ જાણશો ત્યારે તો ઘણાજ ખુશી થશો. હું એક દિવસ મ્હારી પેઢીમાં ગયો અને મુનિમની પાસે પેઢીના ચોપડા જોવા માગ્યા. ના ઇલાજે મુનિમે સઘળા ચોપડા રજુ કર્યાં. તે મેં મ્હારા હવાલામાં લઈ તપાસવા માંડયા અને તેમાંથી વકી નહતી તેવું પોગળ પકડાયું.

રવિપ્રસાદે પૂછયુંઃ "એવું શું પોગળ પકડાયું ?"

યુવાને કહ્યું: "હજારો રૂપીયાની ખોટી રકમો મુનિમે મ્હારા ખાતે ઉધારી હતી, અને મ્હારા લાખો રૂપીયાના દાગીના જે પેઢીમાં હતા તે મને સોંપી દીધાની એક ખોટી પહોંચ ચોપડામાં લખેલી હતી અને તે નીચે બીજાની પાસે મારા નામની ખોટી સહી કરાવી હતી."

"પછી શું ? જ્ઞાનચક્ષુ શ્રામ થતાંજ મેં એ પોકળ પકડી પાડયું. મુનિમને બોલાવ્યો તે તો બિચારો મારી પાસે આવતાંજ ક્ષમા માગવા લાગ્યો, તમામ દાગીના અને રોકડ રકમો તેણે રજુ કરી દીધી અને સ્પષ્ટ રીતે કબુલ રાખ્યું કે શેઠજી ! આપ અભણ હતા તેનો ગેરલાભ લેવા મ્હારી બુદ્ધિ ભ્રષ્ટ થઇ હતી પણ વિદ્યા દેવીએ તમને બચાવ્યા છે."

"સત્ય છે. વિદ્યા એજ ખરૂં દ્રવ્ય છે. સંખ્યાબંધ અભણ મનુષ્યો આવી રીતે માર્યા જાય છે. તેમના નામથી ખોટા દસ્તાવેજો સહેલાઇથી બને છે. એવા અજ્ઞાનો એક વખત કરજના સમુદ્રમાં પડ્યા પછી કદી ઉંચે આવતાજ નથી, અને તેનો મને ઘણો બહોળો અનુભવ છે. સારૂં થયું કે તમે વેળાસર ચેત્યા. યુવાને અંતઃકરણપૂર્વક કહ્યું: "સાહેબ! પણ એ સઘળું અમારાં બ્હેનને આભારી છે, અને તેટલા માટે ઉપકાર માનવા અહીં આવ્યો છું."

ચંદ્રભાગાએ કહ્યું: "ભાઇ! હું તમારૂં કલ્યાણ ઇચ્છું છું. પ્રભુ જે કરે છે તે સારા માટેજ કરે છે. હું પણ મ્હારા સ્વામિની કૃપાથી હવે લખતાં વાંચતાં શીખી છું. એટલે જે બનાવો બની ગયા તેમ બનવા હવે સંભવ નથી."

રવિપ્રસાદે પૂછ્યું: "વારૂ, જે પત્ર આપે વાંચવા લીધો હતો તે પત્રનું શું થયું?"

"એ પત્ર હું અહીંજ નાખીને ચાલતો થયો હતો." યુવાને ઉત્તર આપ્યો.

એ પત્ર મળી આવતો નથી, અને તેની અંદર ઘણી ઉપયોગી બાબતો છે. કદાચ કોઈના હાથમાં જાય તો ઘણું નુકશાન થવા સંભવ છે.

આ પ્રમાણે વાત ચીત ચાલે છે તેવામાં રાજાનો એક અનુચર ત્યાં આવી પહોંચ્યો અને રવિપ્રસાદના હાથમાં એક પત્ર મુકી કહેવા લાગ્યો. સાહેબ! જે અમલદારે આપના કુટુંબને સતામણી કરી હતી તેને કૃપાળુ મહારાજા સાહેબે સખ્ત શિક્ષા ફરમાવી છે. જે વેપારી તેમાં મુખ્ય કારણભુત હતો તેના ઘરની ઝડતી લેતાં આ પત્ર પકડાયો છે. વેપારી એ ક્ષમા મેળવવાના લોભથી સત્ય હકીકત જાહેર કરી દીધી છે જેનો સાર એ છે કે આ પત્રમાંથી આપના ઘરની અંદર દાટેલા દ્રવ્યની તેને માહિતી મળી હતી અને તેટલાજ માટે વ્યાજબી કિંમત કરતાં પણ કંઇક વિશેષ આપી તેણે ઘર વેચાણ રાખ્યું હતું, અને તેનો કબજો કોઇ પણ માર્ગે મેળવવા તે યત્ન કરતો હતો.

નામદાર મહારાજા સાહેબનો હું અત્યંત રૂણિ છું. મ્હારા

ઉપર થયેલા આ ઉપકારને હું હંમેશ સ્મરણમાં રાખીશ અને તેઓ નામદારના હકમાં પ્રભુની પ્રાર્થના કરીશ."

"બહુ સારૂ, સાહેબ હું હવે રજા લઇશ."

"મારી ઇચ્છા આપને કંઇક ઇનામ આપવાની છે."

પણ તેવું ઇનામ લેવાનો અમારા માલીક તરફથી પ્રતિબંધ થયેલો છે. આપની મહેરબાની એ મ્હોટું ઇનામ છે.

## પ્રકરણ ૩૭ મું.

ચંદ્રભાગા આજે હર્ષના હીંચોળે હીંચી રહી છે સ્નેહના સાગરમાં સ્નાન કરી આનંદના વૈમાનમાં ઉડી રહી છે. ચંદ્રભાગા હવે સુશિક્ષીત થયેલી છે. સાહિત્યની શોખીન બનેલી છે. વિદ્યા-દેવીએ ઉદાર હાથે વિદ્યા બક્ષેલી છે. સંગીતમાં પ્રવીણ થયેલી છે. કાવ્ય બનાવવામાં કુશળ થયેલી છે. જગતના વાતાવરણમાંથી અથવા તો સાહિત્યના બગીચાઓમાંથી મનપસંદ આનંદનાં પુષ્પ ચુંટવામાં મસ્ત થયેલી છે. પોતાના પતિની અનન્ય ભક્તિ વડે અનિર્વચનિય પ્રસંન્નતા પ્રાપ્ત કરેલી છે. પોતાના માટે ઉત્તમ પ્રકારનું સ્વર્ગ રચી શકી છે. પોતાના ગૃહસ્થાશ્રમને ઇન્દ્રનું આનંદ ભુવન અથવા તો શ્રી વિષ્ણુનું વૈકુંઠ બનાવી રહી છે. ચંદ્રભાગાના હ્રદયમાં કાંઈ દુઃખ નથી. ચીંતા નથી, આધી નથી વ્યાધિ નથી, જ્યાં જુઓ ત્યાં આનંદ, આનંદ, અને આનંદ દ્રષ્ટિ ગોચર થાય છે. ચક્ષુઓમાં નિર્મળ આનંદ છે, હ્રદયમાં આનંદ છે, શરીરના રોમ રોમમાં આનંદ છે. અને તે આનંદ સંગીત દ્વારા તેના નિવાસ સ્થાનમાં પ્રસરી રહ્યો છે. ચંદ્રભાગા હારમો-નિયમ સાથે પોતાનું જ બનાવેલું સંગીત કોકીલ સ્વરથી ગાઇ રહી છે. ભુવનમાંના ચીત્રો પણ તે સંગીત સાંભળી મુગ્ધ બન્યાં છે.

( હું પ્રેમની જોગણ—એ રાગ. )

અરે હું પ્રેમ પુજારી, પિયુને તો પ્રભુ માનુ
પિયુને તો પ્રભુ માનું, પિયુને તો પ્રભુ માનું. પિયુ૦—અરે૦
હ્રદય મંદિરમાં પ્રતિમા, નાથની સ્થાપું;
પ્રેમ પુષ્પ ધરાવી પિયુના, નામને જાપું. પિયુ૦

કંઠે ધરાવું સ્નેહમાળા, વ્હાલ વરસાવું;
અર્ચન કરૂં કુમ કુમ વડે, સુસમિર પ્રસરાવું. પિયુ૦
ભોજન બનાવી ભાવતાં, ને થાળ પિરસાવું;
અંતે ઉતારૂં આરતી, પિયુ ગાન ગુણ ગાવું. પિયુ૦
એ ગુરૂ મ્હારા, મિત્ર મ્હારા, હૃદયના ભાનું;
સર્વસ્વ માનું તેમને, વળી દેવ પણ જાણું. પિયુ૦

આકાશના દેવતાઓ પણ સંગીત સાંભળવાને નીચે ઉતરે ત્યારે મનુષ્યનું તો કહેવું જ શું ? જે વખતે ચંદ્રભાગાએ સંગીતનો પ્રારંભ કર્યો તે વખતે રવિપ્રસાદ ઘરના અન્ય વિભાગમાં દક્ષિણ આફ્રિકાથી આવેલા કાગળો તપાસવામાં રોકાયો હતો. સંગીતનો ધ્વનિ ગુંજારવ કરતો તેના કર્ણપુટે અથડાયો એટલે પોતાનું લક્ષ તે તરફ ગયું. નવુંજ કાવ્ય તેના સાંભળવામાં આવ્યું. તેના શરીરમાં હર્ષનો ચમકારો થઇ આવ્યો. તે ધ્યાનપૂર્વક સંગીત સાંભળવા લાગ્યો. જેમ જેમ ચંદ્રભાગા ગાતી ગઇ તેમ રવિપ્રસાદ હર્ષના આવેશથી ચંદ્રભાગા પાસે દોડી ગયો. ચંદ્રભાગા શરમાઇ ગઇ, પણ તેથી તો તે વધારે સુંદર દેખાવા લાગી. રવિપ્રસાદે વ્હાલથી દૃઢ આલીંગન દીધું, ધન્ય છે મ્હારી ભાગ્યદેવી ! તું આદર્શ રમણી રત્ન છે.

" પ્રાણાધાર ! હું સલ્યા હતી તેને અહલ્યા કરી. "

---

## ઉપસંહાર.

ચંદ્રભાગાએ અને રવિપ્રસાદે કેટલોક સમય આફ્રિકામાં રહીને અને કેટલોક સમય પોતાના દેશમાં રહી સુખી જીવન ગાળ્યું અને પોતાના ગૃહસ્થાશ્રમનું સાફલ્ય કર્યું. કેળવાયેલા દંપતી આ સંસારને કેવી રીતે ઉત્તમ સ્વર્ગ બનાવી શકે છે તે કૃતિવડે બતાવી આપ્યું.

નર્મદા આંખે અંધ છતાં પરમાત્માની અનન્ય ભક્તિવડે પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકી અને ચંદ્રભાગાનું ઉન્નત જીવન જોઇ સાનંદ સંતોષ પામી.

વૃદ્ધ શેઠના નામથી રવિપ્રસાદે મહિલાવિદ્યાલય સ્થાપ્યું અને ચંદ્રભાગાએ તેમાં ઉલટથી ભાગ લઇ હજારો સ્ત્રીઓને ખરૂં મનુષ્યત્વ આપ્યું.

સાક્ષર આર્ય મહિલાઓ ચંદ્રભાગાનું ચારિત્ર્ય નિરક્ષર સ્ત્રીઓને વાંચી સંભળાવે, અને તેઓ ચંદ્રભાગાના પગલે ચાલી વિદ્યા વિભુષિત થઇ જગતનાં અમૂલ્ય સુખો ભોગવે.

સમાપ્ત.